# ચાણક્યનું ભાષાંતર

## કવિતારૂપે

રચનાર

તથા

મૂળ શ્લોકસાથે પ્રસિદ્ધ કરનાર

**ભટ બાળકરામ નંદરામ માંડવીકર.**

મુંબઈમધ્યે

“નિર્ણયસાગર” છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૩૧. સન ૧૮૭૪.

મૂલ ૦॥ રૂપીઓ.

# વૃદ્ધચાણક્યનું ભાષાંતર.

## કવિતારૂપે

રચનાર

તથા

મૂળ શ્લોકસાથે પ્રસિદ્ધ કરનાર

**ભટ બાળકરામ નંદરામ માંડવીકર.**

મુંબઈમધ્યે

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૩૧. સન ૧૮૭૪.

મૂલ ાા રૂપીઆ.

# શેઠજી ઠા૦ ગોકુળદાસ દેવજી પ્રતિ
## અર્પણ પત્ર.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

ઇચ્છો છો નિજ દેશીના દુરગુણો ટાળી ગુણો યોજવા,
વિદ્યા વેલી વધારી સારી સઊને વ્હેમાંબુધે તારવા;
ભક્તિ સિંધુસુતાપતિ ચરણની ચિત્તે ઠરી ઠાવકી,
જાણીતા સઉ વાતમાં મધુરતા મુખે વસી છે નકી. ૧

દ્યો છો આપ મહાન માન ગુણીને કદા રિપુ ગર્વના,
દિલે દીનવિષે દયા દીપી રહી શુભેચ્છુ છો સર્વનાં;
મિત્રોથી કદી ભિન્ન દૃષ્ટિ સ્વપને રાખી ન જાણો વળી,
દુષ્ટોના કુવિચાર સાર વદતાં વિદિત થાવે બળી. ૨

શાસ્ત્રે નિપુણતા લઘુ વયવિષે સંપાદી ઉમંગમાં,
સર્વે સત્ગુણથી વિરાજીત વપુ આનંદી સત્સંગમાં;
રાખો છો અતિ સ્નેહ સર્વ સમયે મારેવિષે અંતરે,
દ્યો છો શિતળતા શશિકિરણશી, નિત્યે મતિ મંતરે. ૩

ઇચ્છો આપ અપાર મુજ હિતને સ્નેહે કરી સાહ્યતા,
આનંદું અતિ અંતરે અહનિશે, એવી રૂડી સુજ્ઞતા;
માટે આ લઘુ ગ્રંથ પર્મ પ્રણયે અર્પું અતિ સુરદે,
જ્ઞાની ગોકુળદાસ માન્ય કરશો સ્નેહ સ્મર્ણ જેથી વધે. ૪

લા૦ તમારો શુભેચ્છુ, આશ્રયી

ભટ બાલકરામ નંદરામ.

# સૂચના પત્ર.



આસૃષ્ટિમાં મનુષ્ય જાતીએ નીતિને અનુસરી વર્તવું, એવું સ્વદેશી અને વિદેશી મહાન પુરૂષો પોતાના અમુલ્ય પુસ્તકમાં વારંવાર સૂચવી ગયા છે; અને જે સાધારણ રીતે વિચારીએ તો અવશ્ય કરી નીતિમાર્ગે ચાલ્યાથી લાભ પ્રાપ્ત થાય છે. કારણ; વિશ્વકર્તાએ પોતાની અનહદ ચાતુરીવડે આ સંસાર સાગર તરવાને અમૂલ્ય તથા અખંડીત નીતિરૂપી વ્હાણ સજર્યુંછે; માટે એને અનુસરી ચાલનાર મનુષ્ય સંસારી મોહજાળમાં અને દગા ફટકામાં નહિ ફસાતાં આ લોકમાં તથા પરલોકમાં જય મેળવે છે. ઈત્યાદિ નીતિમાં અનેક પ્રકારના અમૂલ્ય ગુણો જોઇ મેં વિચાર્યુંકે પ્રસંગોપાત દૃષ્ટાંત આપવાયોગ્ય શ્લોકોથી ભરપુર વૃદ્ધ-ચાણક્ય નામનો નીતિ ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે, તેનું જો ગુજરાતીમાં ભાષાંતર થાય તો દેશીઓને અત્યંત લાભ થાય. તેથી મેં તેનું સર્વથી સમજાય એવી સરળ ગુજરાતી ભાષામાં કવિતારૂપે દોહરા, છપય, શાર્દૂલવિક્રીડિત, વસંતતિલકા આદિ પ્રથક પ્રથક છંદોમાં ભાષાંતર કરી સ્વદેશ હિતાર્થે છપાવી પ્ર-સિદ્ધતામાં આણ્યું છે.

પૃષ્ટની પ્રથમ બાજુએ મૂળ શ્લોક તથા સામી બાજુએ તેનું અનુક્રમે ભાષાંતર, એવિરીતે આ ચોપડીની ગોઠવણ કર્વામાં આવી છે, જેથી મારા દેશી મિત્રોને એનો ઉપયોગ કરવો

સુગમ પડશે. દેશીઓને એનો લાભ લેવા સેહેલ પડે માટે મારા લાભ તરફ લક્ષ ન આપતાં, કીમત ઘણી જુજ (દર પ્રતે રૂ૦ ૦ાા.) રાખી છે. આ ચોપડીવિશે મારે વધારે પ્રસંશા કરવી યોગ્ય નહિ તેથી ગ્રહસ્થોને મારી એટલીજ વિનંતી છે કે એ ચોપડીનાં નામ ઉપર ધ્યાન પ્હોંચાડી યોગ્ય ઉપયોગમાં આણવી, જેથી મારી ધાર્ણા સફળ થાય.

મારા પ્રેમાર્ણવ મિત્ર કવિ શિવલાલ ધનેશ્વરે એ ચોપડીને પ્રસિદ્ધતામાં આણવાને મને વારંવાર ખરા અંતઃકર્ણ પૂર્વક કરેલી સૂચના તથા મારા હિતવિશે સુવિચારો જોઈ આ પ્રસંગે હું તેનો મોટો આભારી છું.

મારા પરંપ્રિય મિત્ર વ્યાસ લાલજી મુળજીનો મારા ઊપર પરીપૂર્ણ સ્નેહ, મારા હિતવિષે શુભ વાંસના, આ ચોપડી પ્રસિદ્ધ કરવામાં પૂર્ણ યત્ન અને એ પ્રસિદ્ધ થયાથી તેને થતો ઉત્સાહ જોઈ આ માંગળીક પ્રસંગે હું તેનો પણ મોટો આભાર માનું છું.

છેલે કોવિદજનોને મારી એટલીજ વિનંતી છે કે આ પુસ્તકમાં બુદ્ધિ દોષ યા નજર દોષ રહ્યો હોય તો ક્ષમા કરી સુધારીને વાંચવું; કારણકે હજુ આ મારૂં પેહેલું યત્ન છે

લા૦ ભ૦ બા૦ નં૦

---



# શ્રીગણેશાયનમઃ

## ઈશ્વર સ્તુતિ.

### ગીતિ.

શ્રીવિશ્વંભર સુખકર, ગોવર્ધનધર અનંત સુર સ્વામિ;
કંસારિ અઘહારી, રમાવિહારી નમું સદ્ગુણગામિ. ૧
મંદ મતિ અતિ મ્હારી, વિશ્વવિહારી હરી અશુભ કાપ;
રમારમણ ભવ ભર્તા, જગકર્તા મુજ હરો ત્રિવિધ તાપ. ૨
અકલ કળા પ્રભુ તારી, મુનિવર ધારી શકે ન રતિ મર્મ;
તો હું પામર પ્રાણી, જાણી શકું કયમ કરી અરે પર્મ. ૩
દાસ દયાળ હું તારો, તુજવણ મારી કરે ન કો સ્હાય;
માટે જાચું આજે, કર જોડી તુજ કનેજ જગરાય. ૪
મેરૂ તણે શિખરે જયમ, જવા ચર્ણહીન ચહે શિઘ્રતાયે;
ઈચ્છું છું હું પણ ત્યમ, મંદમતિ ગતિ થવા સરલ ક્રાવ્યે. ૫
આપ કૃપા કરી તે તું, સેવકને હે અનાથના નાથ;
જય પામું જગ વાસે, મુક મસ્તકે પ્રભુ અભય હાથ ૬

# वृद्धचाणक्य प्रारंभः

प्रणम्य शिरसा विष्णुं त्रैलोक्याधिपतिं प्रभुम् ॥
नानाशास्त्रोद्धृतं वक्ष्ये राजनीतिसमुच्चयम् ॥ १ ॥
अधीत्येदं यथाशास्त्रं नरो जानाति सत्तमः ॥
धर्मोपदेशविख्यातं कार्याकार्यं शुभाशुभम् ॥ २ ॥
तदहं संप्रवक्ष्यामि लोकानां हितकाम्यया ॥
येन विज्ञानमात्रेण सर्वज्ञत्वं प्रपद्यते ॥ ३ ॥
मूर्खशिष्योपदेशेन दुष्टस्त्रीभरणेनच ॥
दुःखितैः संप्रयोगेण पंडितोप्यवसीदति ॥ ४ ॥
दुष्टभार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ॥
ससर्पेच गृहे वासो मृत्युरेव न संशयः ॥ ५ ॥
आपदर्थे धनं रक्षेत् दारान् रक्षेद्धनैरपि ॥
आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि ॥ ६ ॥
यस्मिन् देशे न सन्मानो न वृत्तिर्नच बांधवः ॥
नच विद्यागमोप्यस्ति वासं तत्र न कारयेत् ॥ ७ ॥
धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पंचमः ।
पंच यत्र न विद्यंते न तत्र दिवसं वसेत् ॥ ८ ॥
लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ॥
पंच यत्र न विद्यंते न कुर्यात्तत्र संगतिम् ॥ ९ ॥

## શ્રીગણેશાય નમઃ

## દોહરા.

નમો ત્રિલોક પતિ વિષ્ણુને, સમુદ્રરાજ નીતિસાર;
વદું વિવિધશાસ્ત્રો થકી, ચુંટી કાડી નિર્ધાર. ૧
યથા શાસ્ત્ર જે આ ભણી, કથે શુભાશુભ કર્મ;
ધર્મતણા ઊપદેશમાં, કહો પુરૂષ તે પર્મ. ૨
લોકતણા હિતકારણે, કહું તેજ નીતિ સાર;
જે ભણતાં જ્ઞાની બને, તજી મૂર્ખતા ભાર. ૩
મૂર્ખ શિષ્યને શિખવતાં, વસતાં દુર્ખીજન પાસ;
કુનારી પોષણથી બને, પંડિત પણ ઊદાસ. ૪
દુષ્ટનારી શઠમિત્ર જ્યાં, સસર્પ સદને વાસ;
સામાં બોલો દાસ ત્યાં, જીવવાની શી આશ, ૫
વિપંત કાજ ધન સંચવું, ધનથી રક્ષવી નાર;
નારીને ધનથી શરીર, રક્ષો નિંત આડાર. ૬
માન વૃત્તિ બંધુ ન જ્યાં, જ્યાં નહીં વિદ્યા લાભ;
ત્યાં પળ પણ ટકવું નહીં, મળે કદી સુખ આભ. ૭
નૃપ નદી દ્વિજ ધનિ વૈદ્યએ, પાંચરહિત જે ગામ;
તે મધ્યે દિન એક જન, વસશો ના ગુણધામ. ૮
શીળ ડાપણ ભય દક્ષતા, ચોટાં આદે પાંચ;
દખો નહિ જે ગામમાં, ખાજો વસતાં ખાંચ. ૯

आपदर्थे धनं रक्षेत् श्रीमतश्च किमापदः ॥
कदाचिच्चलते लक्ष्मीः संचितोपि विनश्यति ॥ १० ॥

वरयेत्कुलजां प्राज्ञो विरूपामपि कन्यकाम् ॥
रूपशीलां न नीचस्य विवाहे सदृशे कुले ॥ ११ ॥

नदीनांच नखीनांच शृंगिणां शस्त्रपाणिनाम् ॥
विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषुच ॥ १२ ॥

यो ध्रुवाणि परित्यज्य चाध्रुवं परिसेवीते ॥
ध्रुवाणि तस्य नश्यंति अध्रुवं नष्टमेवच ॥ १३ ॥

स्त्रीणां द्विगुणमाहारो लज्जा चापि चतुर्गुणा ॥
साहसं षड्गुणं चैव कामश्चाष्टगुणः स्मृतः ॥ १४ ॥

आतुरे व्यसने प्राप्ते दुर्भिक्षे शत्रुसंकटे ॥
राजद्वारे श्मशानेच यस्तिष्ठति सबांधवः ॥ १५ ॥

जानीयात्प्रेषणे भृत्यान् बांधवान् व्यसनागमे ॥
मित्रं चापत्तिकालेषु भार्यांच विभवक्षये ॥ १६ ॥

વિપત કાજ ધન સંચવું, શી ધનિને આપત્ય;
કોક સમે લક્ષ્મી ચલે, જાય સાંચ્યુ પણ સત્ય. ૧૦
કુરૂપિ છતાં જ્ઞાની વરો, કુલીન કંન્યા સાથ;
રૂપ શીલવાળી નીચની, તજે ન ધરશો હાથ. ૧૧
નદી નખ્ખી નૃપ સ્ત્રી શૃંગિને શસ્ત્ર હોય જે પાસ;
નિર્ભય થૈ એ ખટતણો, ન કરો કદી વિસવાસ. ૧૨

## ભુજંગી.

૧૭ સ્થિર જેધાય અસ્થિર સેવા, પુઠેથી બને તેહના હાલ કેવા;
જુઓ જાયછે હાથથી સ્થિર જોતાં,નફીજાયઅસ્થિરને ખાયગોતાં ૧૩

## વસંત તિલકા છંદ

આહાર છે પુરૂષથી બમણોજ સ્ત્રીને,
મર્યાદ ચોગણી રહી મનમાં વસીને;
છે સાહસે ખટગુણી ગુણિયો વદે છે,
અંગે અનંગ વળી આઠઘણો વસે છે. ૧૪

## શાર્દુલવિક્રીડિત છંદ.

ભારે દુઃખ સમે વળી મહિતળે, દુઃકાળ જ્યારે પડે,
વ્યાપે રોગ શરીરમાં ભીતિ અતિ, શત્રુની આવી અડે;
રાજ્ય દ્વારવિષે સ્મશાન ભૂમિયે દે સ્હાય જે આપણે,
સાચો બાંધવ તે સદા સમજવો, પંડિત એવું ભણે. ૧૫

## હરિગીત છંદ.

બંધુતણી પરખાય પ્રીતિ અવદશા આવી અડે,
નોકરતણા ગુણ કાર્ય સોંપે તુર્ત વળી માલમ પડે;
પરખાય કષ્ટસમે ખરેખર, ભાવ મિત્રતણો ભલો,
લક્ષ્મી વિનાશે કામિનીનું હેત હૈયાનું કળો. ૧૬

विषादप्यमृतं ग्राह्यममेध्यादपि कांचनम् ॥
नीचादप्युत्तमां विद्यां स्त्रीरत्नं दुष्कुलादपि ॥ १७ ॥

इति वृद्धचाणक्ये प्रथमोऽध्यायः ॥ १ ॥

---

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ॥
अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥ १ ॥
यस्य पुत्रो वशीभूतो भार्या छंदानुगामिनी ॥
विभवे यश्च संतुष्टस्तस्य स्वर्ग इहैवहि ॥ २ ॥
न विश्वसेत्कुमित्रेच मित्रेचापि न विश्वसेत् ॥
कदाचित्कुपितं मित्रं सर्वगुह्यं प्रकाशयेत् ॥ ३ ॥
मनसा चिंतितं कार्यं वाचा नैव प्रकाशयेत् ॥
मंत्रेन रक्षयेद्गूढं कार्यंचापि नियोजयेत् ॥ ४ ॥
कष्टंच खलु मूर्खत्वं कष्टंच खलु यौवनं ॥
कष्टात्कष्टतरं चैव परगेहनिवासिनम् ॥ ५ ॥
शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ॥
साधवो नहि सर्वत्र, चंदनं न वने वने ॥ ६ ॥
नदीतीरेच ये वृक्षाः परगेहेषु कामिनी ॥
मंत्रिहीनाश्च राजानो शीघ्रं गच्छंत्यसंक्षयम् ॥ ७ ॥

### છપ્પો.

સુધા ગરળમાં પિયે, શુદ્ધ કરી ઝડપી પેવું;
કનક પડયું કુ ઠામ, ધોઈ તેપણ કરધરવું;
હોય નીચ નર પાસ, શ્રેષ્ટ વિદ્યાતે જાણવી
લોકતણી તેવિષે, લાજ કશિયે નવ ગણવી
વળી સકલ ગુણે સંપન્ન જો, હોય નીચની બાળકી,
અતિ પ્રેમે પણવી તેહને, નીતિસાર સમજી નકી. ૧૭

### અષ્ટયો પ્રથમ સમાસ.

---

### દોહરા.

અનૃત સાહસ મૂઢતા, કપટ લોભ અત્યંત;
નિર્દયતા મ્હા મલિનતા, સ્ત્રીમાં સદા રહંત. ૧
જેને સ્વાધિન સુત સદા, સ્ત્રી ઇચ્છિત કરનાર;
સંતોષી જે વૈભવે, સ્વર્ગ તેનું આ ઠાર. ૨
કુમિત્રકે સુમિત્રનો, કરવો નહિ વિશ્વાસ;
જો કદી કોપે મિત્રતો, કરે ગુપ્ત પરકાશ. ૩
મનમાં ધાર્યું કાર્ય તે, પ્રગટ કરો નહિ કોય;
ગુપ્તપણે તે સાધવું, નાશ પ્રકાશે હોય. ૪
મ્હા દુખ દાયક મૂર્ખતા, જોબન મ્હા દુખ દાય.
એ બેથી પણ દુખ અધિક, પર ઘર વાસ સદાય. ૫
મોતી ન પ્રતિ ગજ મસ્તકે, પ્રતિ વન સુખડ ન થાય;
સાધુ સકળ ઠાંમે નહિ, નહિ મણિ પ્રતિ ગિરિમાંય. ૬
દ્રુમ સરિતા વીરના, મંત્રિ હિણ નૃપ નેટ;
પર મંદિરે કામિની, જરૂર થાય વન એટ. ૭

बलं विद्याच्च विप्राणां राज्ञां सैन्यं बलं तथा ॥
बलं वित्तंच वैश्यानां शूद्राणांच कनिष्ठिका ॥ ८ ॥
गृहीत्वा दक्षिणां विप्रास्त्यजंति यजमानकं ॥
प्राप्तविद्या गुरुं शिष्या दग्धारण्यं मृगास्तथा ॥ ९ ॥
समाने शोभते प्रीती राज्ञि सेवाच्च शोभते ॥
वाणिज्यं व्यवहारेषु, स्त्री दिव्या शोभते गृहे ॥ १० ॥
लालनाद्बहवो दोषास्ताडनात् बहवो गुणाः ॥
तस्मात्पुत्रंच शिष्यंच ताडयेन्नतु लालयेत् ॥ ११ ॥
वैष्णवाश्च पिशाचाश्च मत्कुणाश्च पिपीलिका ॥
भस्मदर्शनमात्रेण पलायंते दिशोदशः ॥ १२ ॥
दुराचारी दुरादृष्टिर्दुरावासीच दुर्जनः ॥
यन्मैत्री क्रियते पुंसां नरः शीघ्रं विनश्यति ॥ १३ ॥
परोक्षे कार्यहंतारं, प्रत्यक्षे प्रियवादिनम् ॥
वर्जयेत्तादृशं मित्रं विषकुंभं पयोमुखम् ॥ १४ ॥
श्लोकेन वा तदर्धेन तदर्धार्धाक्षरेणाच ॥
अवध्यं दिवसं कुर्याद्दानाध्ययनकर्मभिः ॥ १५ ॥
निर्धनं पुरुषं वेश्या प्रजा भग्नं नरं त्यजेत् ॥
खगा वीतफलं वृक्षं भुक्त्वा चाभ्यागता गृहं ॥ १६ ॥

વિદ્યા બળ બ્રાહ્મણતણું, નૃપ બળ સેના સાર;
સેવાનું બળ શૂદ્રને, ધન બળ વૈશ્યનું ધાર. ૮
વિપ્ર તજે જજમાનને, મળે દક્ષિણા હાથ;
શીખી શિષ વિદ્યા ગુરૂને, દગ્ધ અરણ્ય મૃગ સાથ. ૯
વ્યવહારે દીપે વણજ, ભૂપતિ સેવા ભેર;
સમાનસું પ્રીતિ દીપે, નારી દીપે નિજ ઘેર. ૧૦
લાડવિષે અવગુણ ઘણા, મારવિષે ગુણ ધાડ;
માટે દ્યો સુત શિષ્યને, માર, ન લડવો લાડ. ૧૧
કીડિ પિશાચ માકડ અને, ચોથો વૈશણવ સાથ;
નાસે બાળી ભસ્મને, ચોપાસે ધરી હાથ. ૧૨

## ગીતિ.

દુર્જન કુઠામ વાસી, વલી કુકર્મિ છે નીચી નજર જેની;
તુર્ત નાશ નર પામે, મૈત્રિ કરતાં ખરે કહું તેની. ૧૩

## ભુજંગી છંદ.

સમક્ષે વદી વાણી રૂડી રિઝાવે, કરે કાર્યનો નાશ પુઠે કુભાવે;
તજો મૈત્રિ તે મિત્રની સુધ આણી, સુધા કુંભકુખે મુખે ઝેર જાણી. ૧૪
ભણો શ્લોકવા અર્ધવા પાદ રોજે, અરે વર્ણ કાંતો ભણો ખુબ ચોજે;
કરો સિદ્દદાડો ભણી પાઠ એમ, વલી કર્મદાનેય રાખી સુપ્રેમ. ૧૫

## વસંત તિલકા છંદ.

વેશા તજે ધન હીણા નરને વખોડી,
દેછે પ્રજા બળ હીણા નૃપને વછોડી;
અભ્યાગતો સદન અન્ન મળેથી ત્યાગે,
પક્ષી તરૂ ફળહીણું તજી દૂર ભાગે. ૧૬

भोज्यं भोजनशक्तिश्च, रतिशक्तिर्वरांगना ॥
विभवे दानशक्तिश्च, नाल्पस्य तपसः फलम् ॥ १७ ॥

ते पुत्रा ये पितुर्भक्ताः स पिता यास्तु पोषकः ॥
तन्मित्रं यत्र विश्वासः सा भार्या यत्र निर्वृतिः ॥ १८ ॥

माता वैरी पिता शत्रुर्बालो येन न पाठ्यते ॥
सभामध्ये न शोभंते, हंसमध्ये बको यथा ॥ १९ ॥

कांतावियोगः स्वजनापमानो ।
ऋणस्य शेषं कुनृपस्य सेवा ॥
दरिद्रभावो विषमा सभाच ।
विनाग्निनैतेच दहंति कायं ॥ २० ॥

इति वृद्धचाणक्ये द्वितीयोऽध्यायः ॥ २ ॥



## ચામર છંદ.

શક્તિ ધાન્ય જાત જાતનાં છતાંજ ભક્ષની,
શ્રેષ્ટ કામિની છતાં રૂચી સુશક્તિ ભોગની;
સાયબી છતાં સુદાન આપવે ઊદારતા,
એ કદી ન અલ્પ પુન્યનાં ફળો વિચારતા. ૧૭
પુત્ર તે પિતાવિષે સદાય ભક્તિ ધારતો,
તેજ તાત જેહ પોષી પુત્રને ઊધારતો;
દેઊતાપ ટાળી સુખ તેજ રૂડી પ્રેમદા,
જેતણો વિશ્વાસ મન મિત્ર તે ગણો સદા. ૧૮

## શાર્દૂલવિક્રીડિત છંદ.

માતા વેરણ તે ગણો સુતતણી, તે તાત શત્રુ સમો,
જેણે પુત્ર ન પ્રેમથી શિખવિયો, રૂડો ગુમાવ્યો સમો.
દીપે પંડિત ટાળીમાં ન પછી તે કેમે કર્યો બાપડો,
રૂડા હંસ સમુહમાં ન દીપતો, જેવી રીતે કાગડો. ૧૯

## છપ્પો.

વિયોગ ખમવો વડો નિજની નારી કેરો;
આપી બંધુ અપમાન, કરે નિતનિત હવેરો;
લલાટે વળી લખી, નીચ સેવા સુખહારી;
દરિદ્ર પીડે પુર ઉર ભરવું પણ ભારી,
વળી પળવું રણભૂમિ ત્યાગીને, વિસમ સભા સંતાપતી,
એ ખટ પ્રજવાળે પુરૂષના, તનને પાવકથી અતી ૨૦

## અધ્યાય બીજો સમાપ્ત.

कोकिलानां स्वरो रूपं स्त्रीणां रूपं पतिव्रता ॥
विद्या रूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनाम् ॥ १ ॥
रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ॥
विद्याहीना न शोभंते निर्गंधाइव किंशुकाः ॥ २ ॥
त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ॥
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ ३ ॥
उद्योगे नास्ति दारिद्र्यं, जपतो नास्ति पातकम् ॥
मौने च कलहो नास्ति, नास्ति जागरतो भयम् ॥ ४ ॥
अतिरूपेण वै सीता, अतिगर्वेण रावणः ॥
अतिदानं बलिर्दत्वा, अति सर्वत्र वर्जयेत् ॥ ५ ॥
धर्मार्थकाममोक्षेषु यस्यैकोपि न विद्यते ॥
जन्मजन्मनि मर्त्येषु मरणं तस्य केवलम् ॥ ६ ॥
मूर्खा यत्र न पूज्यंते धान्यं यत्र सुसंचितम् ॥
दंपत्ये कलहो नास्ति तत्र श्रीः स्वयमागता ॥ ७ ॥
एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना ॥
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥ ८ ॥
एकेन शुष्कवृक्षेण दह्यमानेन वन्हिना ॥
दह्यते तद्वनं सर्वं कुपुत्रेण कुलं यथा ॥ ९ ॥
आचारः कुलमाख्यातिदेशमाख्याति भाषणं ॥
संभ्रमस्नेहमाख्यातिर्वपुराख्याति भोजनम् ॥ १० ॥

## દોહરા.

વિચારરૂપ કુરૂપિનું, ક્ષમા તપસ્વિરૂપ,
કંઠરૂપ કોકિલતણું, પતિવ્રત સ્ત્રીનું અનુપ. १

હોય રૂપ જોબન ભલું, જન્મ્યો વળી ઉંચ કુળ;
વિદ્યા વણ દીપેન તે, વાસવિના જયમ ફુલ. २

એક તજી કુલ રક્ષવું, તજી કુળ રક્ષવું ગામ;
ગાંમ ત્યાગ કરી દેશને, ભૂમિ નિજ કાજ તમામ. ३

દરિદ્રલય ઊદ્યોગથી, થાય જપે લય પાપ;
મૌને લયછે કલહનો, જાગ્યાથી ભય આપ. ४

અતિસે રૂપે જાનકી, રાવણ લય અતિ ગર્વ
રાય બલિ અતિદાનથી, તજવું એથી અતિ સર્વ. ५

ધર્મ અર્થ શુભકામને, મુક્તિ રહિત જન જેહ;
જન્મ મર્ણ તે નરતણું, વૃથા સમજવું તેહ. ६

માન નથી જ્યાં મુર્ખને, છે અન સંગ્રહ જયાંય:
કલહ નથી સ્ત્રી પુરૂષમાં, લક્ષ્મી વસે નિત ત્યાંય. ७

એક સુતરના કુસુંમથી, વન સૌ વાસીત થાય;
શોભેછે જયમ કુળ ભલું, સુપુત્રથીજ સદાય. ८

એક વૃક્ષ સુકાથકી, દહન થાય છે વન;
આખાં કુળને જેરીતે, બાળે મુરખ તન. ९

## ગીતિ.

ઊંચ નીચ કુળ શીળતાથી, ભાષા પરથી પ્રસિધ દેશ થાય;
જણાય મોહે પ્રીતિ, ભોજન તન તેજએજ પરખાય. १०

एकेनापि सुपुत्रेण विद्यायुक्तेन साधुना ॥
आल्हादितं कुलं सर्वं यथा चंद्रेण शर्वरी ॥ ११ ॥

कस्य दोषः कुले नास्ति व्याधिना के न पीडिताः ॥
व्यसनं कस्य न प्राप्तं कस्य सौख्यं निरंतरम् ॥ १२ ॥

सत्कुले योजयेत्कन्यां पुत्रं विद्यासु योजयेत् ॥
व्यसने योजयेच्छत्रुमिष्टं धर्मेण योजयेत् ॥ १३ ॥

दुर्जनस्यच्च सर्पस्य वरं सर्पो न दुर्जनः ॥
सर्पो दंशति कालेन दुर्जनस्तु पदे पदे ॥ १४ ॥

एतदर्थे कुलीनानां नृपाः कुर्वंति संग्रहम् ॥
आदिमध्यावसानेषु न त्यजंतिच ते नृपम् ॥ १५ ॥

प्रलये भिन्नमर्यादा भवंति किल सागराः ॥
सागरा भेदमिच्छंति प्रलयेपि न साधवः ॥ १६ ॥

### વસંતતિલકા છંદ.

વિદ્વાન સાધુ સુત એકથકી સદાયે,
ભાઈ કલોલ કરતું કુળ તે જણાયે;
ચંદ્રથકી સરસ રાત્રિ જણાય જેવી,
શોભા સુ તે કુળતણી વધતીજ તેવી. ૧૧

દોષે રહિત કુળ કોનુ ન ભાઈ લોકે,
વ્યાધિથી કોણ દુખિયો નથી જગ જોકે
કોણે ન સંકટતણો વળી લાવ લીધો,
કોનું નિરંતર રહ્યું સુખ તેહ ચીંધો. ૧૨

સુકુલ જોઈ પરણાવવી નિજકન્યા,
વિદ્યા વિવાદ શિખવો સુતને ન અન્યા;
નાખો સદા અરિ શિરે દુખ ભાર ભારી,
ધો દાન વસ્તુ પ્રિયનું પ્રથમે સમારી. ૧૩

છે સર્પ દુર્જનતણો સરખો સ્વભાવ,
તોએ અહી કુજનથી ગણું શ્રેષ્ઠ સાવ
દે ડંખ સર્પ શરીરે વખતે ધસીને
પીડે સદા દુરજનો અતિસે કસીને. ૧૪

### ભુજંગી.

ખરે એજ હેતુથી ભૂપાળ ભાવે, ઘણાકુલીનો કેરી ટોળી જમાવે:
તજે તે ન ઊંચો નીચીસ્થિતિ થાવે,કરેત્રાણનિશ્ચેમહાકષ્ટઆવે.૧૫
પયોધિસીમા વિશ્વ વિનાશ કાળે, તજી છેક આ વિશ્વનો ડાટવાળે:
જુઓ સાગરો ભેદ ઈચ્છે તથાપી, નતેવીરીતેસાધુસારાકલાપી.૧૬

किंजातैर्बहुभिः पुत्रैः शोकसंतापकारकैः ॥
वरमेकः कुलालंबी यत्र विश्राम्यते कुलम् ॥ १७ ॥

उपसर्गेन्यचक्रेच दुर्भिक्षेच भयावहे ॥
असाधुजनसंपर्के यः पलायः स जीवति ॥ १८ ॥

मूर्खस्तु परिहर्त्तव्यः प्रत्यक्षो द्विपदः पशुः ॥
भिद्यंते वाक्यशल्येन अदृशं कंटका यथा ॥ १९ ॥

लालयेत्पंच वर्षाणि दश वर्षाणि ताडयेत् ॥
प्राप्तेतु षोडशे वर्षे पुत्रे मित्रवदाचरेत् ॥ २० ॥

कोहि भारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ॥
को विदेशः सुविद्यानां कः परः प्रियवादिनाम् ॥ २१ ॥

इति वृद्धचाणक्ये तृतीयोऽध्यायः ॥ ३ ॥

અતિ શોક સંતાપને આપનારા, બહુ પુત્ર એવાથી શૂં સુખ ધારા;
રૂડે પ્રાક્રમે કુળને ઠારનારો, ભણ્યું પુત્રતે એક એવોજ સારો.૧૭
થોડા પ્રાપ્ત કાળે અરિ ભીતિ આવે, વળી દુષ્ટ પુરૂષનો સંગ થાવે;
પડે ઘોર દુઃકાળનું દુઃખ જ્યારે, પળે તે જીવે ભૂમિમાં જંન ત્યારે૧૮

## માલિની છંદ.

નિજ સમિપથકી તો મૂર્ખને દૂર રાખો,
દ્વિપદ પશુ પ્રમાણી કાંઈ તે સું ન ભાંખો;
જયમ ચખહીણ પાએ પીડ દે ખુંચિ કાંટો,
ત્યમ વચન શરે તે રે કરે જીવ ખાટો. ૧૯

## ચામર છંદ.

લાડ પાંચ વર્ષ સુધી સુતને લડાવવું,
વર્ષ સપ્તત્રણ્ય કામ મારનું ચલાવવું;
સુત સોલ વર્ષનો થયા પછી વિવેકથી,
મિત્ર તુલ્ય માની વર્તવું સદા સુનેકથી. ૨૦

## કાવ્ય છંદ.

વ્યવહારી જન કહો, વસ્તુ કઇ દૂર ગણે છે,
અશક્ય એવું કાર્ય, કયું બળિયાને મન છે;
પ્રિયવાદીને કોણ, શત્રુ આ વિશ્વે વાસે,
પંડિત જનને કયો, મને વિદેશજ ભાસે. ૨૧

## અધ્યો ત્રીજો સમાસ.

---

आयुः कर्मच वित्तंच विद्या निधनमेवच ॥
पंचैतानिहि सृज्यंते गर्भस्थस्यैव देहिनः ॥ १ ॥
दर्शनध्यानसंस्पर्शैर्मत्स्यी कूर्मीच पक्षिणी ॥
शिशुं पालयते नित्यं तथा सज्जनसंगतिः ॥ २ ॥
कामधेनुसमा विद्या अकाले फलदायिनी ॥
प्रवासे मातृसदृशी विद्या गुप्तधनं स्मृतम् ॥ ३ ॥
एकोपि गुणवान्पुत्रो निर्गुणैश्च शतैरपि ॥
एकश्चंद्रस्तमो हंति नच तारा: सहस्रशः ॥ ४ ॥
किं तया क्रियते धेन्वा या न दोग्ध्री न गुर्विणी ॥
कोर्थः पुत्रेण जातेन यो न विद्वान्न भक्तिमान् ॥ ५ ॥
संसारतापदग्धानां त्रयो विश्रांतिहेतवः ॥
अपत्यंच कलत्रंच सतां संगतिरेवच ॥ ६ ॥
जनिता चोपनेताच यस्तु विद्यां प्रयच्छति ॥
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥ ७ ॥
राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ॥
पत्नी माता स्वमाताच पंचैता मातरः स्मृताः ॥ ८ ॥
अपुत्रस्य गृहं शून्यं दिशः शून्यास्त्वबांधवाः ॥
मूर्खस्य हृदयं शून्यं सर्वशून्यं दरिद्रता ॥ ९ ॥
अनभ्यासे विषं शास्त्रमजीर्णे भोजनं विषम् ॥
दरिद्रस्य विषं गोष्ठी वृद्धस्य तरुणी विषं ॥ १० ॥

## દોહરા.

કર્મ વિત્ત વિદ્યા મરણ, આયુષ આદે પાંચ ;
ધર્મવિષે લેલાટમાં, વિધિએ મારી ટાંચ. ૧

સ્પર્શ ધ્યાન અવલોકને, પક્ષી કાચબી મીન ;
પાળે છે નિજ બાળ ત્યમ, સાધુસંગ જન દીન. ૨

વિદ્યા કામદુગ્ધા સમી, ખરી વખતે સુખ દાત ;
વિદેશમાં માતા સમી, છુપું ધન વિદ્યા માત. ૩

સુત બહુ કરતાં શ્રેષ્ટ છે, પુત્ર એક ગુણવાન ;
જુઓ ચંદ્ર તિમિર હરે, તારા નહિ બળવાન. ૪

જેન ધર્મિણી દૂજણી, તે શા ખપની ગાય ;
વિદ્યા ભક્તિ હીણ સુત, અર્થ તેથી શો થાય. ૫

આ સંસારે તપિતને, ત્રણ ઠરવાનાં ઠામ ;
સુત સુંદર ભલી સુંદરી, સાધુસંગ સુખધામ. ૬

વિદ્યા ઉપવીત જન્મદા, ભયથી ત્રાતા જેહ ;
અનદાતા આદે જગે, પાંચ તાત છે એહ. ૭

રાણી ગુરૂ પત્ની અને, મિત્ર પ્રિયા નિજ માત ;
સાસૂ સાથે પાંચને, માતા ગણવી ભ્રાત. ૮

## ગીતિ.

દિશા સુની બંધુવણ, મંદિરસુનું લઘુશિશુ વણ નિત્યે ;
હ્રદય શુન્ય મૂરખનું, નિર્ધનને જગ સુનું વિના વિત્યે. ૯

વિષસમ ભોજન અપચે, વણ અભ્યાસે વિદ્યા વિષ જેવી ;
વૃદ્ધપણે તરૂણી વિષ, નિર્ધનને મન સર્વ વાત તેવી. ૧૦

त्यजेद्धर्मं दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत् ॥
त्यजेत्क्रोधमुखीं भार्यां निस्नेहान्बांधवांस्त्यजेत् ॥ ११ ॥

कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ॥
कस्याहं काच मे शक्तिरिति चिंत्यं मुहुर्मुहुः ॥ १२ ॥

साधुभ्यस्ते निवर्तंते पुत्रमित्राणि बांधवाः ॥
येच तैःसह गंतारस्तद्धर्मात्सुकृतं कुलम् ॥ १३ ॥

कुग्रामवासः कुलहीनसेवा ॥
कुभोजनं क्रोधमुखीच भार्या ॥
पुत्रश्चमूर्खो विधवाच कन्या ॥
विनाग्निना षट् प्रदहंति कायाम् ॥ १४ ॥

यावत्स्वस्थो ह्ययं देहो यावन्मृत्युश्च दूरतः ॥
तावदात्महितं कुर्यात्प्राणांते किं करिष्यति ॥ १५ ॥

एकाकिना तपो द्वाभ्यां पठनं गायनं त्रिभिः ॥
चतुर्भिर्गायनं क्षेत्रं पंचभिर्बहुभी रणः ॥ १६ ॥

सा भार्या या शुचिर्दक्षा सा भार्या या पतिव्रता ॥
सा भार्या या पतिप्रीता सा भार्या सत्यवादिनी ॥ १७ ॥

તજવી કામિની ક્રોધી, સ્વજનો તજવાં પ્રણય હોણા બાળી;
મૂઢ ગુરૂને તજવો, દયા વિનાનો મૂકો ધરમ ટાળી. ૧૧

### ભુજંગી છંદ.

ગણો કોણહું શક્તિ કેવીજ મ્હારી, કયો દેશ આ એમ જોવું વિચારી;
શૂં છે ખર્ચ પેદાસ, કો મિત્ર મ્હારો, કયો કાળ છે એમ નિત્યે વિચારો ૧૨
સુતા સુત બંધુ તજી મિત્ર ભોળી, રહે દૂર સૌ કાળ સાધુ અલોભી
ધરે ધર્મ જે આવસે સંગ ત્હારે, વલી તેજ સુધર્મથી કુળ તારે. ૧૩

### હરિગીત છંદ.

કુધાન્ય ભક્ષણ કારણે નિત વાસ કુઠામે સદા,
કુપુત્ર પેટે નિપન્યો જડી ક્રોધી કર્મે પ્રેમદા;
બાળાપણે રંડાય દુહિતા આવી નીચસેવા અડી,
પાવકવિના એ પાંચ દહે નર દેહને રે હરઘડી. ૧૪

### વસંત તિલકા છંદ.

છે જ્યાં લગી શરીર રોગ રહિત પ્રાણી.
છે મૃત્યુ દૂર મૂઢ ત્યાં લગી જ્ઞાન આણી;
લે સાધિ સ્વાર્થ કહું તું પર લોક સારૂં,
રે અંત કાળ સમયે શૂં કરીશ વારૂં. ૧૫
એકાંતમાં તપ સદા કરવોજ એકે,
અભ્યાસ બેજણ મલી કરવો વિવેકે;
ગાવું ત્રણે જવું વિદેશ વિશેજ ચારે,
પાંચે કૃષિ બહુ જને જવું યુદ્ધ મારે. ૧૬

### વંશસ્થ છંદ.

જેને સદા પ્રાણથી પ્રિય સ્વામી છે, પતિવ્રતા ડાપણમાં ન ખામિ છે
વાણી વદે સત્ય વલી પવિત્ર જે, ભલી ભણું ભામિનીને ખચીત તે.૧૭

मूर्खश्चिरायुर्जातोपि तस्माज्जातमृतो वरः ॥
मृतः सः स्वल्पदुःखाय यावज्जीवं जडो दहेत् ॥ १८ ॥
अध्वा जरा मनुष्याणां वाजिनां बंधनं जरा ॥
अमैथुनं जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥ १९ ॥

## इति वृद्धचाणक्ये चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः ॥
पतिरेव गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः ॥ १ ॥
नावद्भयेषु भेतव्यं यावद्भयमनागतम् ॥
आगतं तु भयं दृष्ट्वा प्रहर्तव्यमशंकया ॥ २ ॥
आलस्योपहता विद्या परहस्तगताः स्त्रियः ॥
अल्पबीजं हतं क्षेत्रं हतं सैन्यमनायकम् ॥ ३ ॥
वित्तेन रक्ष्यते धर्मो विद्या योगेन रक्ष्यते ॥
मृदुना रक्ष्यते भूपः सत्स्त्रिया रक्ष्यते गृहम् ॥ ४ ॥
दारिद्रनाशनं दानं शीलं दुर्गतिनाशनम् ॥
अज्ञाननाशिनी प्रज्ञा भावना भयनाशिनी ॥ ५ ॥
नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः ॥
नास्ति क्रोधसमो वन्हिर्नास्ति ज्ञानात्परं सुखम् ॥ ६ ॥

## ઉપેંદ્રવજ્રા છંદ.

ઘણું જીવે મુરખ સુત તેથી, મરે સવારો ભલું તે ભવેથી;
પીડા થશે કિંચિત મૃત્યુ કાળે, જીવે જડો ત્યાં લગી ઉર બાળે. ૧૮

## ચામર છંદ.

વૃદ્ધ તુર્ત થાય છે ઘણી મનુષ્ય ચાલતાં,
વાજિ વૃદ્ધ થાય છે જરૂર બાંધી રાખતાં;
થાય વ્હેલું વસ્ત્ર જિર્ણ સૂર્યનાજ તાપથી,
નારી વૃદ્ધ થાય કામભોગના અભાવથી. ૧૯

## અધ્યાય ચોથો સમાપ્ત.

---

## દોહરા.

અગ્નિ ગુરૂ દ્વિજ જાતિનો, પતિ ગુરૂ સ્ત્રીનો સાર;
બ્રાહ્મણ ગુરૂ સઊ વર્ણનો, જાચક ગુરૂ તુલ ધાર. ૧

આવ્યો નથી ભય જ્યાં લગી, બિવું તેટલી વાર;
પ્રાપ્ત થયો ભય જોઈને, ઝટ ધરી ધૈર્ય નિવાર. ૨

વિદ્યા આળસથી પળે, પર હાથે સ્ત્રી નાશ;
સૈન્ય નાશ નાયકવિના, બીજ વણ ખેતી ચાસ. ૩

ધર્મ રક્ષવો જરવડે, જ્ઞાન યોગથી ધાર;
મહીપત મન મૃદુ વચનથી, રૂડી નારે ઘરબાર. ૪

દરિદ્ર નાશે દાનથી, શીળે દુર્ગતિ નાશ;
ભવભય નાશે ભક્તિથી, સુમતિથી મૂઢતા વાસ. ૫

કામસમો વ્યાધિ ન કો, ન મોહસમ રિપુ દુઃખ
અગ્નિ ઝાળ નહિ ક્રોધસમ, ન કો જ્ઞાનસમ સુખ. ૬

जन्ममृत्यूहि यात्येको भुंजत्येको शुभाशुभं ॥
नरकेषु पतत्येको ह्येको याति परां गतिम् ॥ ७ ॥
नास्ति मेघसमं तोयं नास्ति चात्मसमं बलम् ॥
नास्ति चक्षुःसमं तेजो नास्ति धान्यसमं प्रियं ॥ ८ ॥
अधना धनमिच्छंति वाचं चैव चतुष्पदः ॥
मानवाः स्वर्गमिच्छंति मोक्षमिच्छंति देवताः ॥ ९ ॥
सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ॥
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ १० ॥
चला लक्ष्मीश्चलाः प्राणाश्चले जीवितमंदिरे ॥
चलाचले च संसारे धर्म एकोहि निश्चलः ॥ ११ ॥
नराणां नापितो धूर्तः पक्षिणां चैव वायसः ॥
चतुष्पदां शृगालस्तु स्त्रीणां धूर्ता च मालिनी ॥ १२ ॥
विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषुच ॥
व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च ॥ १३ ॥
एकोदरसमुद्भूता ह्येकनक्षत्रजातकाः ॥
न भवंति समाशीला यथा बदरिकंटकाः ॥ १४ ॥
श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ॥
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा मोक्षमवाप्नुयात् ॥ १५ ॥
यथा चतुर्भिः कनकं परीक्ष्यते ।
निघर्षणच्छेदनतापताडनैः ॥

જન્મ મર્ણ છે એકને, પડે નર્કમાં એક;
એક શુભાશુભ ભોગવે, ઊધરે એક વિશેક. ૭
ધનસમ જળ બીજું નહીં, બળ નહિ નિજ સમાન;
લોચન સમ નહિ તેજ કો, અન સમવાલું ન જાણ. ૮
વાણી ઈચ્છે ચોપગાં, નિર્ધન ઈચ્છે ધન્ન;
ઈચ્છે માણસ સ્વર્ગને, મોક્ષવિષે સુરમન્ન. ૯
ભૂમિ સ્થિર સત્ય પ્રભાવથી, સત્યે વાય પવન્ન;
ભાનું તપેછે સત્યથી, સત્યે નીભે ભૂવન્ન. ૧૦
ચળીત પ્રાણ લક્ષ્મી અને, જીવતર આ મંદિર;
ચળે સર્વ સંસારમાં, ધર્મ એક છે સ્થિર. ૧૧
નરમાં નાપિક ધુર્ત છે, માળણ સ્ત્રીમાં તાક;
જંબુક ધૂર્ત પશુવિષે, ધૂર્ત પક્ષીમાં કાગ. ૧૨

## ગીતિ.

મિત્ર વિદેશે વિદ્યા, મંદિરમાં માનુની મિત્ર માનો
ધર્મ મિત્ર પરલોકે, ઔષદ રોગીતણો સખા સ્યાણો.૧૩
પાકે એક ઊદરમાં, જન્મે બે નક્ષેત્ર એક માંય;
સમ ગુણ હોય ન તેમાં, બોરડી કાંટા જુઓ ન સમ થાયે.૧૪

## ઇંદ્રવજ્રા છંદ.

શાસ્ત્રો સૂણે ધર્મનું જ્ઞાન થાયે, દુર્બુદ્ધિ શાસ્ત્રો શુણવાથી જાયે;
જ્ઞાનીપણું શાસ્ત્ર સૂણે સોહાયે, મુક્તિ મહા એથી મળે સદાયે.૧૫

## હરિગીત છંદ.

જ્યમ કનકનો કસ કાઢી ટીપી, વીંધી તપવી તાપમાં,
વિધિ ચારથી તરતીબ પરખી, ગ્રહોછો નિજ હાથમાં;

तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते ।
त्यागेन शीलेन गुणेन कर्मणा ॥ १६ ॥

निस्पृहो नाधिकारी स्यान्नाकामी मंडनाप्रियः ॥
नाविदग्धः प्रियं ब्रूते स्पष्टवक्ता न वंचकः ॥ १७ ॥

मूर्खाणां पंडिता द्वेष्या अधनानां महाधनाः ॥
वारांगनाः कुलस्त्रीणां सुभगानां च दुर्भगाः ॥ १८ ॥

तृणं ब्रह्मविदः स्वर्गस्तृणं शूरस्य जीवितम् ॥
जिताक्षस्य तृणं नारी निस्पृहस्य तृणं जगत् ॥ १९ ॥

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् ॥
वृथा दानं धनाढ्येषु वृथा दीपो दिवापि च ॥ २० ॥

इति वृद्धचाणक्ये पंचमोऽध्यायः ॥ ५ ॥

ત્યમ પુરૂષ કેરી પણ પરિક્ષા, પ્રથમ ચાર રીતે કરો,
શીળે ગુણે કર્મે વ્યવ્હારે તેસું પ્રીત પછી આદરો. ૧૬
અધિકારી તે નહિ થાય, કશિયે, કામના નથી જેહને,
કામી ન નર જે હોય પ્રિય નથી અલંકારો તેહને;
કદી સ્પષ્ટ વક્તા છેતરી નહીં કોઇને ધાઈ પડે,
વાણી મધુરી બોલતાં મૂઢ પુરૂષને નવ આવડે. ૧૭
પડિતની ઈર્શા કરે મૂઢ મૂર્ખતાના દોષથી,
શ્રીમંત કેરો દ્વેષ ધારે ધનહીણા બહુ રોષથી;
વેશ્યા વિશેષે દ્વેષ રૂડી સતીતણો ખાંતે કરે,
સૌભાગ્યવંતી નારીનો વળી દ્વેષ વિધવા મન ધરે. ૧૮

## વસંતતિલકા છંદ.

જ્ઞાની ગણે સ્વરગનું સુખ તુચ્છ જેવું,
માને શૂરો શરીરને તૃણ ભાઈ તેવું;
લેખે જીતેંદ્રિ તરૂણી તૃણના વસામાં,
ઈચ્છા રહિત જગને નગણે કસામાં. ૧૯

## ચામર છંદ.

થાય વૃષ્ટિ સાગરે કદીન તેહ કામની,
આપવું શ્રીમંતને સુદાન તે વૃથા ધનિ;
દેવું ભક્ષ રૂડું તૃપ્તને જરૂર તે વૃથા,
દીપ દિવસે કર્યો ખરે વૃથાજ સર્વથા. ૨૦

## અધ્યાય પાંચમો સમાપ્ત.

कालः पचति भूतानि कालः संहरते प्रजाः ॥
कालः सुप्तेषु जागर्ति कालोहि दुरतिक्रमः ॥ १ ॥

न पश्यति च जन्मांधः कामांधो नैव पश्यति ॥
न पश्यति मदोन्मत्त अर्थी दोषान्न पश्यति ॥ २ ॥

ऋणकर्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ॥
भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपंडितः ॥ ३ ॥

भ्रमन्संपूज्यते राजा भ्रमन्संपूज्यते द्विजः ॥
भ्रमन्संपूज्यते योगी स्त्री भ्रमंती विनश्यति ॥ ४ ॥

यस्यार्थस्तस्य मित्राणि यस्यार्थस्तस्य बांधवाः ॥
यस्यार्थः स पुमान् लोके यस्यार्थः स च पंडितः ॥ ५ ॥

तादृशी जायते बुद्धिर्व्यवसायोपि तादृशः ॥
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥ ६ ॥

भस्मना शुध्यते कांस्यं ताम्रमाम्लेन शुद्ध्यति ॥
रजसा शुध्यते नारी नदी वेगेन शुध्यति ॥ ७ ॥

राजा राष्ट्रकृतं पापं राज्ञः पापं पुरोहितः ॥
भर्त्ता च स्त्रीकृतं पापं शिष्यपापं गुरुस्तथा ॥ ८ ॥

वरं न राज्यं न कुराजराज्यं ।

## દોહરા.

કાળ દીએ દુખ પ્રાણીને, હરે પ્રજાને કાળ;
જાગૃ વિશ્વલએ અરે, છે દુસ્તર અતિ કાળ. ૧
નવ ન્યાળે કામાંધને, મદોન્મત્ત નહિ આપ;
જન્મ અંધ ન્યાળે નહિ, જુએ ન ગરજણી પાપ. ૨
ઋણ કર્તા વેરિ પિતા, જનુની વ્યભિચારેણ;
વેરણ રૂપવતી કામિની, મૂઢ સુત પણ જીવ લેણ. ૩
પૂજાય ફરતાં ભૂતળે, વિપ્ર યોગી મહીપાળ;
વિનાશ પામે કામિની, ફરતાંમાં તતકાળ. ૪

## ભુજંગી છંદ.

હસે દ્રવ્ય જેપાસ સૌમિત્રતેના, થશે બંધુઓઓસણીઆવીતેના;
હસે દ્રવ્ય જે પાસ તે જ્ઞાની પૂરો, વલી તેજ લોકે ઠરે પુર્ષ શૂરો. ૫
મતિ થાય જેવી બને તર્ક તેવા, મળે સાહ્યતા તેવી સહી સાજ તેવા;
થવાનું હશે જેવું તેવુંજ પર્વે, અનુકુલ દૈવે કરી થાય સર્વે. ૬

## ચામર છંદ.

થાય છે પવિત્ર કાંસુ ભસ્મથીજ માંજતાં,
તાંબું આદી વસ્તુએ પવિત્ર છે પખાળતાં;
નારી રતુ કાળથી પવિત્ર થાય છે ફરી,
છે નદી પ્રવાહ પૂરથી પવિત્રતા ભરી. ૭
પાપ જે પ્રજા કરે ભૂપાળ શિર તે ચડે,
રાયનું કરેલ પાપ ગોરને જઇ નડે;
પાપ શિષ્ય કેરૂં શુદ્ધ પુન્ય ગુરૂનું હરે,
સ્વામી શિર પાપ પૂર આવી નારીનું ઠરે. ૮
દુષ્ટ રાય રાજ્યથી ભલું ન રાજ્ય હોયતે,

वरं न मित्रं न कुमित्रमित्रं ॥
वरं न शिष्यो न कुशिष्यशिष्यो ।
वरं न दारा न कुदारदाराः ॥ ९ ॥

कुराजराज्येन कुतः प्रजासुखं ।
कुमित्रमित्रेण कुतोस्ति निर्वृतिः ॥
कुदारदारैश्च कुतो गृहे रतिः ।
कुशिष्यमध्यापयतः कुतो यशः ॥ १० ॥

लुब्धमर्थेन गृण्हीयात् स्तब्धमंजलिकर्मणा ॥
मूर्खं छंदानुवृत्त्या च यथार्थत्वेन पंडितम् ॥ ११ ॥

सिंहादेकं बकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥
वायसात्पंच शिक्षेच्च षट् शुनस्त्रीणि गर्दभात् ॥
मयूरात्सप्त शिक्षेत राजभ्यात्पंच लक्षणं ॥ १२ ॥

प्रभूतं कार्यमल्पं वा यो नरः कर्त्तुमिच्छति ॥
सर्वारंभेणतत्कार्यं सिंहादेकं प्रचक्षते ॥ १३ ॥

મિત્ર દુષ્ટથી ભલું ન હોય મિત્ર તોયતે ;
નારી કર્કશાથી તો ન નારી હોય તે ભલી,
દુષ્ટ શિષ્યથી ન હોય શિષ્ય તે ભલું વળી. ૯
ક્રૂર રાય રાજ્યથી પ્રજા સુખીજ ક્યાંથકી,
મિત્ર ક્રૂર યોગથી નિરાંત ક્યાં થકી નકી ;
ક્રૂર નારી યોગથી શું મંદિરે વધે રતિ,
ગુરૂને મળે શું માન શિષ્ય હોય દુર્મતિ. ૧૦

છપ્પો.

હોય શત્રુ લાલચું, દ્રવ્યનો જો જન ઝાઝો,
કરવો તેને દ્રવ્ય, આપી વશ મેલી માઝો ;
અહંકારી જે હોય, નમૃતા તેને દાખી,
મધુર વાણી વડે, વશ્ય કરવો સઊ નાખી ;
વળી મૂર્ખ કહે ત્યમ વર્તિને, પંડિતને પૂર પ્રેમથી,
જન સત્ય વચન વદી વશ કરો, દૂર રહી સઊ વ્હેમથી. ૧૧
ગુણ સિંહથી એક, એક બગલાથી લીજે,
વાયસથી ગુણ પાંચ, મયૂરથી સાત ગ્રહી જે ;
મહીપાળથી પાંચ ગ્રહો ખટ સ્વાનથી પૂરા,
ધર્ધભથી ગુણ ત્રણ્ય, ચાર કુકડાથી રૂડા ;
જન એ રીતે સંગ્રહ કરો, બત્રીસ ગુણ પ્રીતે અતિ,
બત્રીસ લક્ષણા તો બનો, રહે સદા નિર્મળ મતિ. ૧૨

સિંહનો એક ગુણ—દોહરો.

નાનું મ્હોટું કાર્ય જે, કરવાને નર ચાય ;
અતિ યત્ને તે સાધવું. હરિ ગુણ એ કેવાય. ૧૩

यथेंद्रियाणि संयम्य बकवत्पंडितो नरः ॥
देशकालबलं ज्ञात्वा सर्वकार्याणि साधयेत् ॥ १४ ॥

गूढमैथुनधारिष्ठं काले काले च संग्रहम् ॥
अप्रमत्तमविश्वासं पंच शिक्षेच्च वायसात् ॥ १५ ॥

प्रत्युत्थानं च युद्धं च संविभागं च बंधुषु ॥
स्वयमाक्रम्य भुंजीत शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥ १६ ॥

बह्वाशी स्वल्पसंतुष्टः सुनिद्रो लघुचेतनः ॥
स्वामिभक्तश्च शूरश्च षडेते श्वानतो गुणाः ॥ १७ ॥

सुश्रांतोपि वहेद्भारं शीतोष्णं न च पश्यति ॥
संतुष्टश्चरते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात् ॥ १८ ॥

## બગલાનો એક ગુણ ( ગીતિ. )

પ્રથમ ઇંદ્રિયો નિજની, સંકોચી બકસમાન થઈ રહિયે ;
દેશ કાળ અવલોકી, કાર્ય સાધવું બક ગુણ એ કહિયે. ૧૪

## કાગડાના પાંચ ગુણ (હરિગીત.)

સંભોગ સ્ત્રીશું ગુપ્ત રે'વું, ધૈર્ય ધારી સર્વદા,
વિશ્વાસ મન નહિં કોઇનો રતિમાત્ર પણ કરવો કદા ;
વખતે વખત ઘર બાંધવું, સાવધ રહી કરવી ગતિ,
એ પાંચ ગુણ વાયસતણા શીખી સુખ લેજો સુમતિ. ૧૫

## કુકડાના ચાર ગુણ

નિત્યે સવારે ઊઠવું અંગે શૂરાતન ધારવું,
કણ શોધી નિજ કુટુંબને તે, વ્હેંચી પછી આરોગવું ;
નિજ નારી ઊપર પૂર પ્રીતિ, અચળ નિત્યે રાખવી,
ગુણ ચાર એ કુકડાથી શીખી, ચાતુરી દ્યો દાખવી. ૧૬

## શ્વાનના છ ગુણ

આહારી અતિશે પણ રહે અન, સ્વલ્પથી સંતોષમાં,
ઊંઘે ઘણું જાગી ઊઠે પગન્યાસકેરા ઘોષમાં ;
નથી શૂરપણું ઓછું શરીરે, દાસ સ્વામીનો ખરો.
ખટ ગુણ ભલા એ સ્વાનના ગ્રહી, ચાખજો રૂડાં ફળો. ૧૭

## ખરના ત્રણ ગુણ

થાક્યો છતો પણ ભાર ખેંચે અડી પડે નહિ હઠ કરી,
કદી ટાઢ તડકો નવ જુએ, નિજ કામમાં રે'છે ઠરી ;
સંતોષમાં ફરતો સદા દીનપણું નહિ દીઠું પડે,
ગુણ ત્રણ્ય ખરના સાટવી આનંદમાં રો' સૌ પળે. ૧૮

उच्चैर्निवासो मधुरा च वाणी ।
कलासमर्थो विनिवर्तिताच ॥
वाताग्निभक्षश्च सुरूपवेषो ।
ग्राह्या गुणाः सप्त मयूरिकायाः ॥ १९ ॥

पात्रे त्यागी गुणे रागी भोगी सर्वजनैः सह ॥
शास्त्रे बोद्धा रणे योद्धा राज्ञः पंच गुणाः स्मृताः ॥२०॥

इति वृद्धचाणक्ये षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

अर्थनाशं मनस्तापं गृहिणीचरितानि च ॥
नीचवाक्यं चापमानं मतिमान्न प्रकाशयेत् ॥ १ ॥

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च ॥
आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥ २ ॥

संतोषः त्रिषु कर्तव्यः स्वदारे भोजने जने ॥
त्रिषु नैव च कर्तव्योऽध्ययने तपदानयोः ॥ ३ ॥

पदाभ्यां न स्पृशेदग्निं गुरुं ब्राह्मणमेवच ॥
नैव गां न कुमारींच न वृद्धं च शिशुं तथा ॥ ४ ॥

## મોરના સાત ગુણ (છપ્પો.)

વસે ઉંચે સ્થળ વાસ, વેષ નૌતમ સોહાવે.
કળા કરે તરતીબ, ભાળતાં મોહ મનાવે ;
મરતશત્રુને હણી, ભક્ષ અતિ ભાવે કરતો,
ધુર્તપણામાં પૂર, ચર્ણ વિચારી ધરતો;
વલી વાણી મધુર જન મન અતિ, રીઝાવે શુભ રીતથી,
શુભ મોરતણા ગુણ સાત એ, શીખજે સજ્જન પ્રીતથી. ૧૯

## રાજાના પાંચ ગુણ (કાવ્ય છંદ.)

થવું શાસ્ત્રમાં નિપૂણ, દાન સતપાત્રે દેવું,
સકળ જનોશું ભોગ, ભોગવીને સુખ લેવું ;
ગુણે ધારવી પ્રીત, યુદ્ધ રણભૂમિયે કરવું,
ભૂપતણા એ પાંચ, શીખી ગુણ દુખ પરહરવું. ૨૦

અધ્યો દ હો સમાપ્ત ·

---

## દોહરા.

માનભંગ નીચ વાક્યથી, મનતુતાપ જર નાશ ;
નિજ સ્ત્રીકૃત મતિમંતને, કરવું નહિ પ્રકાશ. ૧
વિદ્યા જર કણ સંગૃહે, ભોજન કરતાં જેહ ;
લાજ તજે વ્યવહારમાં, થાય સુખી જન તેહ. ૨
કામિની જર ભોજનવિષે, સંતોષી થવું નિત્ય ;
તપ અધ્યન ને દાનના, થવું લોભી ધરી પ્રીત. ૩
અગ્નિ ગુરૂ ભૂદેવ ને, વૃદ્ધ કુમારી બાળ ;
સ્પર્શ પગે એને સુજન, કરવો નહિ કો કાળ. ૪

तुष्यंति भोजने विप्रा मयूरा घनगर्जिते ॥
साधवः परसंपत्तौ खलाः परविपत्तिषु ॥ ५ ॥

नात्यंतं सरलैर्भाव्यं गत्वा पश्य वनस्थलीम् ॥
छिद्यंते सरलास्तत्र कुब्जास्तिष्ठंति पादपाः ॥ ६ ॥

विप्रयोर्विप्रवन्ह्योश्च दंपत्योः स्वामिभक्तयोः ॥
अंतरे नैव गंतव्यं हरस्य वृषभस्य च ॥ ७ ॥

शकटं पंचहस्तेन दशहस्तेन वाजिनम् ॥
हस्तिहस्तसहस्रेण देशत्यागेन दुर्जनम् ॥ ८ ॥

बाहुवीर्यं बलं राज्ञो ब्राह्मणो ब्रह्मविद्बलं ॥
रूपयौवनमाधुर्यं स्त्रीणां बलमनुत्तमम् ॥ ९ ॥

दीपो भक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ॥
यदन्नं भक्षयेन्नित्यं जायते तादृशी प्रजा ॥ १० ॥

शुनः पुच्छमिव व्यर्थं जीवितं विद्यया विना ॥
न गुह्यगोपने शक्तं नच दंशनिवारणे ॥ ११ ॥

उपार्जितानां वित्तानां त्याग एवहि रक्षणं ॥
तडागोदरसंस्थानां परिस्रव इवांभसां ॥ १२ ॥

संतोषामृततृप्तानां यत्सुखं शांतिरेव च ॥
न च तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥ १३ ॥

દ્વિજ આનંદે ભોજને, ઘન ગર્જેથી મયૂર ;
સાધુ પરસુખ ન્યાળીને, ખળ પરવિપતે પૂર. ૫
ન થવું સરળ અતિ ભવવિષે, લઈ વનતરૂ દૃષ્ટાંત.
છેદે જન તરૂ સરળને, વક્ર રહે નિર્ભ્રાંત. ૬
જવું ન બે દ્વિજમધ્યથી, પાવક--દ્વિજની પ્રીત ;
સ્વામી દાસ, શિવ નંદિની, દંપતિનીય ચહી હિત. ૭
શકટથી રો'કર પાંચ દૂર, અશ્વથી દશ કર દૂર ;
કર સહસ્ર ગજથી તજો, દેશ કુજનથી જરૂર. ૮
બાહુપરાક્રમ ભૂપબળ, દ્વિજબળ બ્રહ્મ વિચાર ;
રૂપ જોબન ભાષણ મધુર, સ્ત્રીબળ છે નિર્ધાર. ૯
તિમિર દીપ ભક્ષણ કરી, કાજળ પ્રસવે સાવ ;
ત્યમ કણ જેવા ભક્ષવો, તેવી પ્રજા સંભાવ. ૧૦
જીવતર વિદ્યાવણ ભવે, શ્વાનપુચ્છસમ વ્યર્થ ;
હાંકી ન મચ્છર કાઢવા, ગુહ્યઢાંકયે ન સમર્થ ;

## ભુજંગી છંદ.

અમે મેળવ્યું દ્રવ્ય જે તંન ત્રાસી, દિધું દાનમાં તેજ સાચું તપાસી;
જુઓ વાપિનું નીર વપરાય જેમ, વધે સુધરે તેહ સાજુંજ તેમ. ૧૨

## ગીતિ.

જે સુખ શાતા રે' છે, સંતોષામૃત પીનારના મનને ;
નહિ તે ધનના લોભે, આમ તેમ ભટકનારના તનને. ૧૩

अनुलोमेन बलिनं प्रतिलोमेन दुर्जनं ॥
आत्मतुल्यबलं शत्रुं विनयेन बलेन वा ॥ १४ ॥

हस्ती त्वंकुशमात्रेण वाजी हस्तेन ताड्यते ॥
शृंगी लगुडहस्तेन खड्गहस्तेन दुर्जनः ॥ १५ ॥

स्वर्गस्थितानामिह जीवलोके ।
चत्वारि चिन्हानि वसंति देहे ॥
दानप्रसंगो मधुरा च वाणी ।
देवार्चनं ब्राह्मणतर्पणं च ॥ १६ ॥

अत्यंतकोपः कठिना च वाणी ।
दरिद्रता च स्वजनेषु वैरम् ॥
नीचप्रसंगः कुलहीनसेवा ।
चिन्हानि देहे नरकस्थितानाम् ॥ १७ ॥

गम्यते यदि मृगेंद्रमंदिरं
लभ्यते करिकपोलमौक्तिकम् ॥
जंबुकालयगते च लभ्यते ॥
वत्सपुच्छखुरचर्मखंडनम् ॥ १८ ॥

वाचा शौचं च मनसः शौचमिंद्रियनिग्रहः ॥
सर्वभूतदया शौचमेतच्छौचं परार्थिनाम् ॥ १९ ॥

નિજસમ અગ્નિને બળથી, કરવો વશ નમ્ર તાથી કાં પરથી.
બળિયાને સ્વાધિન થૈ, ધમકીથી દુરજનને ઘો હઠથી. ૧૪
તુરંગને ચાબૂકથી, પ્રહારવો જેષ્ટિકાથી પશુ વર્ગ ;
ગજને અંકુશઅણિયે, દુરજનને સર્વદા ધરી ખડ્ગ. ૧૫

વસંતતિલકા છંદ

દેવિપુરૂષ શરીરે ચિન્હ ચાર ચાર,
રે છે સદા શીત સ્વભાવિકથીજ બાર ;
વાણી મધુર સુર પૂજનમાંય પ્રીતિ,
બ્રહ્મભોજ દાન કરવે જઈ બુદ્ધિ છાતિ. ૧૬
ક્રોધી અતિ વચન વિષસમાન વાસે ;
બંધુશું વેર અતિશેજ દરિદ્રિ ભાસે ;
છે નેષ્ટ સંગ નીચસેવન દુઃખદાઈ
એંધાણ એ નરકવાસીનું છેજ ભાઈ. ૧૭

ચામર છંદ.

જાય જો મૃગેંદ્રમંદિરે ધરીજ ધારણા,
પ્રાપ્ત થાય મોતી ત્યાંથી હસ્તીના રૂડાં ઘણાં ;
જો કદાપી હોંસથી ગયા શિયાળને સ્થળે,
વત્સપુચ્છ લંબકર્ણ ચર્મટુકડા મળે. ૧૮
તાડી મર્મવાણી પીડ કોઇનેજ ના કરી,
વાણી શુદ્ધિ એજ કે સદાય મિષ્ટતા ભરી ;
ચિત્ત શુદ્ધિ તેજ ઇંદ્રિયો જીતી વશે કરી,
મોક્ષ શુદ્ધિ તેજ પ્રાણી સર્વની દયા કરી. ૧૯

पुष्पे गंधं तिले तैलं काष्ठे वन्हिः पयोघृतम् ॥
इक्षौ गुडं तथा देहे पश्यात्मानं विवेकतः ॥ २० ॥

यत्रोदकं तत्र वसंति हंसा ।
स्तथैव शुष्कं परिवर्जयंति ॥
न हंत तुल्येन नरेण भाव्यं ।
पुनस्त्यजंते पुनराश्रयंते ॥ २१ ॥

इति वृद्धचाणक्ये सप्तमोध्यायः ॥ ७ ॥

---

इक्षुरापः पयो मूलं तांबूलं फलमौषधम् ॥
भक्षयित्वाऽपि कर्तव्याः स्नानदानादिकाः क्रियाः ॥ १ ॥

निर्गुणस्य हतं रूपं दुःशीलस्य हतं कुलं ॥
असिद्धस्य हता विद्या अभोगेन हतं धनं ॥ २ ॥

अजीर्णे भेषजं वारि जीर्णे वारि बलप्रदम् ॥
भोजने चामृतं वारि भोजनांते विषप्रदम् ॥ ३ ॥

### કાવ્ય છંદ

ગંધ પુષ્પનીમાંય, તેલ તલમાં જયમ ભાળો,
શેલડી સાંઠે ગોળ, કાષ્ટમાં પાવક ધાડો ;
ઘૃત પયમધ્યે જેમ, તેમ મનવિવેક આણી,
ઇશ્વર અંતરમાંય, જુઓ જુગતેથી પ્રાણી. ૨૦

### છપ્પો.

વસે વાસ ત્યાં હંસ, નીર નિર્મળ જ્યાં દેખે;
સલિલ ખુટે તે તજી, અન્યથળ જાય સુભેખે ;
તેને પણ એરીતે, ત્યાગીને દૂર પળાયે;
ભૂલી ભલો આભાર, નિર્ગુણો જયમ તે થાયે ;
ત્યમ ચડતી કળામાં જેતણો, આશ્રય લીધો વ્હાલમાં ;
હે સુજન ફરી ન તેને તજો, પાપી કુડા કાળમાં. ૨૧

## અષ્ટયો સાતમો સમાપ્ત.

---

### દોહરા.

શેલડી ફળ જળ દૂધ મૂળ, ઔષધ તાંબૂળ સાર ;
સ્નાન દાન એ ભક્ષીને, કર્તાં દોષ ન ધાર. ૧
હણાયું રૂપ અવગુણીનું, શીળવણ રૂડું કુળ ;
હણાઈ વિદ્યા સિદ્ધિ વણ, ભોગ વિના જર ધૂળ. ૨
ઔષધસમ જળ અજીરણે, અન્ન પચે છે એમ ;
જમતાં અમૃતના સમું, જમ્યા પછી વિખ જેમ. ૩

शुद्धं भूमिगतं तोयं शुद्धा नारी पतिव्रता ॥
शुचिः क्षेमकरो राजा संतोषी ब्राह्मणः शुचिः ॥ ४ ॥
मांसभक्षाः सुरापाना मूर्खाश्चाक्षरवर्जिताः ॥
पशुभिः पुरुषाकारैर्भाराक्रांता च मेदिनी ॥ ५ ॥
अधमा धनमिच्छंति धनमानौच मध्यमाः ॥
उत्तमा मानमिच्छंति मानोहि महतां धनं ॥ ६ ॥
हतं ज्ञानं क्रियाहीनं हतश्चाक्षरतो नरः ॥
हतं निर्नायकं सैन्यं स्त्रियो नष्टा ह्यभर्तृकाः ॥ ७ ॥
विद्वान् प्रशस्यते लोके विद्वान् सर्वत्र गौरवम् ॥
विद्यया लभते सर्वं विद्या सर्वत्र पूज्यते ॥ ८ ॥
क्रोधो वैवस्वतो राजा तृष्णा वैतरणी नदी ॥
विद्या कामदुघा धेनुः संतोषो नंदनं वनम् ॥ ९ ॥
गुणो भूषयते रूपं शीलं भूषयते कुलम् ॥
सिद्धिर्भूषयते विद्यां भोगो भूषयते धनम् ॥ १० ॥
अन्नहीनो दहेद्राष्ट्रं मंत्रहीनश्च ऋत्विजः ॥
यजमानं दानहीनो नास्ति यज्ञसमो रिपुः ॥ ११ ॥
शांतितुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ॥
न तृष्णायाः परो व्याधिर्न च धर्मो दयापरः ॥ १२ ॥
काष्ठपाषाणधातूनां कृत्वा भावेन सेवनम् ॥
श्रद्धयाच तथा सिद्धिस्तस्य विष्णुप्रसादतः ॥ १३ ॥

નારી પવિત્ર પતિવ્રતા, ભૂમિપર પડ્યું સલિલ ;
પ્રજા પ્રિય કરનાર નૃપ, દ્વિજ સંતોષી શીલ. ૪
માંસભક્ષિ મૂરખ મનુજ, સુરાપાન કરનાર ;
નરપશુ એને જાણવા, ભૂમિભાર ભરનાર. ૫
ધનને ઇચ્છે અધમ નર, મધ્યમ ધન ને માન ;
ઇચ્છે ઉત્તમ માનને, માન એજ ધનપ્રાણ. ૬

## ગીતિ.

જ્ઞાન ક્રિયા વણ મિથ્યા, જ્ઞાનવિના નર વૃથા જગે જાણો ;
કામિની કંથ વિનાની, સેન્યા નાયક વિના જરૂર માનો. ૭
મળે માન પંડિતને, પંડિત રૂડી વખાણ વળી પામે ;
મળે સર્વ વિદ્યાથી, વિદ્યા માટે પૂજાય સૌ ઠામે. ૮

## ભુજંગી.

ખરો ક્રોધ વૈવસ્વ રાજા પ્રમાણો, નદી ઘોર વૈતર્ણિ તૃષ્ણાજ જાણો;
સુવિદ્યા રૂડી કામધેનુ વિચારો, વિબુધોતણું વંન સંતોષ સારો. ૯
દીપાવે રૂડા રૂપને ગુણ સારા, દીપે સુસ્વભાવે ભલા કુળક્યારા;
દીપાવે ઘણા વિત્તને ભોગ ભારી, સુવિદ્યા દીપે હોય જો સિદ્ધિ સારી ૧૦
દહે વિપ્રને મંત્ર મર્યાદલોપે, વ્રતિને દહે દાન વિના સુ કોપે ;
દહે દેશને અન્નવિના સમૂળો, બિજો શત્રુ ના યજ્ઞની તુલ્ય ભુંડો.૧૧
નહિ યોગ કો શાંતિની તુલ્ય આવે, ન સંતોષની તુલ્ય કો સુખકા’વે;
ન તૃષ્ણાસમી પીડ વ્યાધીની ભુંડી, ન કો ધર્મ આવે દયાતુલ્ય રૂડી.૧૨
સુમૂર્તિ પ્રભુની રૂડી રીત પ્રેરી, કરી કાષ્ટ પાષાણ કે ધાતુકેરી ;
પૂજે તે પછી આણી વિશ્વાસ ઊર, પૂરે કામના વિષ્ણુ મ્હેરે જરૂર. ૧૩

किं कुलेन विशालेन विद्याहीनेन देहिनाम् ॥
दुष्कुलीनोपि विबुधो देवैरपि सुपूज्यते ॥ १४ ॥

असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभृतः ॥
सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलांगनाः ॥ १५ ॥

न देवो विद्यते काष्ठे न पाषाणे न मृन्मये ॥
भावेहि विद्यते देवस्तस्माद्भावोहि कारणम् ॥ १६ ॥

अग्निहोत्रं विना वेदा न च दानं विना क्रिया ॥
न भावेन विना सिद्धिस्तस्माद्भावोहि कारणम् ॥ १७ ॥

वित्तं देहि गुणान्वितेषु मतिमान् नान्यत्र देहि क्वचित् ।
प्राप्तं वारिनिधेर्जलं घनमुखे माधुर्ययुक्तं सदा ॥
जीवान्स्थावरजंगमांश्च सकलान्संजीव्य भूमंडलम् ।
भूयः पश्य तदेव कोटिगुणितं गच्छेत्तमंभोनिधिम् ॥ १८ ॥

इति वृद्धचाणक्ये अष्टमोऽध्याय. ॥ ८ ॥

---

વડું કુળ છે મૂર્ખકેરૂં તથાપી, નહિ કાંમનું જાણવું તે કદાપી;
નીચા કુળનો હોય પંડિત પૂરો, પૂજે છે અતિ આદરે સર્વ સુરો૧૪
મહીપાળનો નાશ સંતોષ રાખે, થશે વિપ્રનો નાશ સંતોષ પાખે;
વડી લાજ ત્યાગ્યાથી કુળીનનારી, ગુણિકાતણોનાશજોલાજધારી૧૫

કાવ્ય છંદ

પાષાણે ન જણાય, ચૌદ ભુવનનો સ્વામી,
ધાતુ કાષ્ટનીમાંય, રહ્યો નથી અંતરજામી;
ભાવ પ્રતાપે સદા, દિયે દર્શણ આ ઠામે,
માટે કારણરૂપ, ભાવ આ ભવમાં કાંમે. ૧૬
અગ્નિહોત્ર વણ વેદ, ફળે નહિ ક્રોડ ઉપાયે,
દાનવિના શુભ ક્રિયા, સુફળદાતા નવ થાયે,
થાય ન સિદ્ધિ કશી, વિના ભાવે શ્રમ કેવળ,
એ કારણથી જણાય, ભક્તિકેરૂં અતળી બળ. ૧૭

છપ્પો.

મતિમન્ત દ્યો દાન, ગુણીજનને રે ખોળી,
અવગુણીને ના દિયો, મતિ નિજની કરી ભોળી;
જુઓ અંબુધિ નીર, મેઘ મુખે થઈ મીઠું,
સ્થાવર જંગમ જીવ, જીવન મહીકેરૂં દીઠું;
ફરી કોટિ ઘણું તેતો થઈ, સાગરમાંય સમાય છે;
એ ચમત્કાર સુપાત્રને, દાન દીધેથી જણાય છે. ૧૮

અધ્યાય આઠમો સમાપ્ત.

विद्यार्थी सेवकः पांथः क्षुधार्तो भयकातरः ॥
भांडारी प्रतिहारीच सप्त सुप्तान्प्रबोधयेत् ॥ १ ॥
अहिं नृपं च शार्दूलं बृटिं च बालकं तथा ॥
परश्वानंच मूर्खं च सप्त सुप्तान्न बोधयेत् ॥ २ ॥
परस्परस्य मर्माणि ये भाषंते नराधमाः ॥
त एव विलयं यांति वल्मीकोदरसर्पवत् ॥ ३ ॥
इक्षुदंडास्तिलाः शूद्राः कांताकांचनमेदिनी ॥
चंदनं दधि तांबूलं मर्दनं गुणवर्धनम् ॥ ४ ॥
कवयः किं न पश्यंति किं न कुर्वंति योषितः ॥
मद्यपाः किं न जल्पंति किं न भक्षंति वायसाः ॥ ५ ॥
रंकं करोति राजानं राजानं रंकमेवच ॥
धनिनं निर्धनं चैव निर्धनं धनिनं तथा ॥ ६ ॥
लुब्धानां याचकः शत्रुर्मूर्खाणां बोधको रिपुः ॥
जारस्त्रीणां पतिः शत्रुश्चोराणां चंद्रमा रिपुः ॥ ७ ॥
निर्विषेणापि सर्पेण कर्तव्या महती फणा ॥
विषमस्तु न चाप्यस्तु खटाटोपो भयंकरः ॥ ८ ॥
मुक्तिमिच्छसि चेत्तात विषयान्विषवत्त्यज ॥
क्षमार्जवदमान् शौचं सत्यं पीयूषवत् पिब ॥ ९ ॥
स्वहस्तग्रथिता माला स्वहस्तघृष्टचंदनम् ॥
स्वहस्तलिखितं स्तोत्रं शक्रस्यापि श्रियं हरेत् ॥ १० ॥

## દોહરા.

દાસ પંથી ભયભીત ને, દ્વારપાળ ક્ષુધીત;
ભંડારી વિદ્યાર્થી એ, સાત જગાડો નિત્ય. ૧
વાઘ વ્યાળ નૃપ બાળ ને, મધમાખી પરશ્વાન;
મૂર્ખ સહિત સાતેયને, જગાડશો ન સુજાણ. ૨
વદે એક બીજાતણી, જે નીચ મર્મની વાણ;
દર ઊદર અહિવત મરણ, પામે તે નિર્વાણ. ૩
કનક કામિની શેલડી, ભૂમિ દધિ તલ તાંબૂળ;
સુખડ શૂદ્ર મર્દાય જ્યમ, ત્યમ ગુણ વધે અતુલ્ય. ૪
શું કવિ જોઈ શકે નહિ? ભક્ષે શૂં નહિ કાગ?
શું કરી શકે ન કામિની? વદે ન શૂં મુખ છાક? ૫
રંક કરે છે રાયને, કરે રંકને રાય;
નિર્ધનને હરિ ધનિ કરે, ધનિ નિર્ધનને પ્રાય. ૬
જાચક શત્રુ લોભીનો, બોધક મૂઢ અરિ ભીમ;
પતિ અરિ સ્ત્રી કુલટાતણો, અરિ તસ્કરનો શોમ. ૭

## ગીતિ.

નિર્વિષ સર્પ પણ નિજ, ફેણા કરવી પ્રફુલ્લ અતિ ઝડપે;
વિષ હોય કે નહીં પણ, ભભકથકી જન સદા ઉરે ડરપે ૮
ઇચ્છે જો ભલી મુક્તિ, વિશય સર્વને વિષવત ત્યજ ભાઈ;
સત્ય શૌચ ગંભીરતા, સરળપણું ધર અમૃતવત ધાઈ. ૯

## ભુજંગી.

સ્વહસ્તે ગુંથી પુષ્પનો હાર ઘાલે, ઘસી ગંધ લેપે સ્વહસ્તે કપાળે;
લખી સ્તોત્ર હાથે પઢે પાઠ પોતે, હરે રિદ્ધિસૌ ઇંદ્રકેરીય તોતે. ૧૦

दारिद्र्यता धीरतया विराजते ।
कुवस्त्रता शुभ्रतया विराजते ॥
कदन्नता चोष्णतया विराजते ।
कुरूपता शीलतया विराजते ॥ ११ ॥

यस्मिन् रुष्टे भयं नास्ति तुष्टे नैव धनागमः ॥
निग्रहानुग्रहो नास्ति स रुष्टः किं करिष्यति ॥ १२ ॥

अर्थाधीता च यैर्वेदास्तथा शूद्रान्नभोजनाः ॥
ते द्विजाः किं करिष्यंति निर्विषा इव पन्नगाः ॥ १३ ॥

प्रातर्द्यूतप्रसंगेन मध्यान्हे स्त्रीप्रसंगतः ॥
रात्रौ चोरप्रसंगेन कालो गच्छति धीमताम् ॥ १४ ॥

गंधः सुवर्णे फलमिक्षुदंडे ।
नाकारि पुष्पं खलु चंदनस्य ॥
विद्वान् समृद्धो नृप दीर्घजीवी ।
धातुः पुरा कोपि न बुद्धिदो ऽभूत् ॥ १५ ॥

दूतो न संचरति खे न चलेच्च वार्ता ।
पूर्वं न जल्पितमिदं न च संगमोस्ति ॥

## ઊપેંદ્રવજ્રા છંદ.

કુરૂપ શોભે શીળ સારૂં પાળે, દરિદ્ર શોભે વીરતાપ્રતાપે;
કુવસ્ત્ર ધોયાથી દીપેજ રૂડું, ઉનું કરેથી વળી અન્ન કુડું. ૧૧

## વસંતતિલકા છંદ.

જેને રૂઠે ભય ભવે ન મળે જરાયે,
ત્રુઠેથી લાભ ધનનો કદિયે ન થાયે;
જેનું ન નિગ્રહ અનુગ્રહજોર જાણું,
તે ત્રુઠોને શું કરશે પુરૂષાર્થ સાજું. ૧૨
અભ્યાસ સૌ નિગમનો જરકાજ કીધો
શૂદ્રાન્ન ભક્ષ કરતાં રતિ જેન ખાધો,
તે વિપ્ર શું વડું પરાક્રમ ધાઈ સાધે,
નિર્વિષ સાપકરડે વિષ કેમ વાધે. ૧૩
ગાળે પ્રભાત સુભગો દ્યુતના પ્રસંગે;
મધ્યાન્હકાળ વળી નારપ્રસંગ રંગે;
રાત્રિતણો સમય ચોરપ્રસંગ આણી,
ગાળે સદા સરવકાળ યથાર્થજ્ઞાની. ૧૪

## હરિગીત છંદ.

સુગંધ કનકે મૂકતાં ફળ, શેરડી સાંઠે વળી,
ચંદનતરૂએ કુસુમ નહિ એ ભૂલ દેખીતી વડી;
પંડિત ધની નૃપને ન દીધું, દિર્ઘઆયુષ પૂરતું,
વિધિને શૂં મતિદેનાર પૂર્વે, વિશ્વમાં કો'નવ હતું ? ૧૫

## શાર્દૂલવિક્રીડિત છંદ.

દૂતો જ્યાં વિચરીશકે ન કદિયે, મેળાપ જેનો નથી,
જાણે કોઈ ન વાત જેની ચીતવ્યું કોયે ન આવી કથી;

व्योम्नि स्थितं रविशशिग्रहणं प्रसक्तं ।
जानाति यो द्विजवरः स कथं न विद्वान् ॥ १६ ॥

इति वृद्धचाणक्ये नवमोऽध्यायः ॥ ९ ॥ पू० स०

---

अंतःसारविहीनानां उपदेशो न जायते ॥
मलयाचलसंसर्गात् न वेणुश्चंदनायते ॥ १ ॥
दुर्जनं सज्जनं कर्तुमुपायो नहि भूतले ॥
अपानं शतधा धौतं न श्रेष्ठमिंद्रियं भवेत् ॥ २ ॥
एकवृक्षसमारूढा नानावर्णा विहंगमाः ॥
प्रभाते दिक्षु दशसु का तत्र परिवेदना ॥ ३ ॥
बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेश्च कुतो बलम् ॥
वने सिंहो मदोन्मत्तो जंबुकेन निपातितः ॥ ४ ॥
शाकेन रोगा वर्धंत पयसा वर्धते तनुः ॥
घृतेन वर्धते वीर्यं मांसान्मांसं प्रवर्धते ॥ ५ ॥
माता च कमला देवी पिता देवो जनार्दनः ॥
बांधवा विष्णुभक्ताश्च स्वदेशो भुवनत्रयं ॥ ६ ॥
सुखार्थी च त्यजेद्विद्यां विद्यार्थी च त्यजेत्सुखम् ॥
सुखार्थिनः कुतो विद्या विद्यार्थिनः कुतः सुखम् ॥ ७ ॥
अन्नाद्दशगुणं पिष्टं पिष्टाद्दशगुणं पयः ॥
पयसोष्टगुणं मांसं मांसाद्दशगुणं घृतम् ॥ ८ ॥

વ્યોમે વાસ સદા છતાં ગૃહણ જે ભાનું શશિનું અહીં,
જાણે છે દ્વિજ શ્રેષ્ટ સર્વ સમજ્યે પંડિત તે શું નહિ.૧૬

**અધ્યો ૯ મો સમસ.**

---

## દોહરા.

હીણમતિને કેમે કર્યો, થાય નહિ ઊપદેશ;
વાંસ મળયગિરિસંગમે, થશે ન ચંદન લેશ. ૧
દુરજનને કરવા સુજન, ભૂમિમાં નથી ઉપાય;
ધુઓ ગૂદ સોવાર પણ, પવિત્ર તે નવ થાય, ૨
આવીવસે બહુ રંગના, પક્ષી એક તરૂટોચ;
ઉડી જાય પોંફાટતાં, શાને ધરવો શોચ. ૩
મતિમંત બળવાન છે, હીણમતિ તે નિર્માલ્ય;
હણ્યો જંબુકે મતિબળે, મદોન્મત્ત વનપાળ. ૪
શાકે રોગ વધે અધિક, દૂધથી વધે શરીર;
ધાતૂ વધે ઘૃતથી સદા, માંસે માંસ રૂધિર. ૫
પિતા વિષ્ણુ જનુની રમા, બાંધવ વૈષ્ણવ જંન;
સદા વસે છે તેહને; સ્વદેશમાં ત્રિભુવંન. ૬

## ભુજંગી છંદ.

સુખાર્થી તજે છે સુવિદયાજ જોતે, તજે સુખ વિદ્યાર્થીઓ સર્વ પોતે;
ભલી ક્યાંથી વિદ્યા સુખાર્થીસુહાવે, રતિસુખવિદ્યાર્થીને ક્યાંથી આવે૭

## ચર્ણાકુળ છંદ.

અન્નથી પિંઠ દશઘણો ગણાયે, દશઘણું પય પિંઠથકી સરાયે;
માંસ આંઠઘણું પયથી વધતું, માંસથકી ઘૃત દશઘણું ચઢતું. ૮

दातृत्वं प्रियवक्तृत्वं धीरत्वमुचितज्ञता ॥
अभ्यासेन न लभ्यंते चत्वारः सहजा गुणाः ॥ ९ ॥

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ॥
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥ १० ॥

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ॥
शास्त्रपूतं वदेद्वाक्यं मनःपूतं समाचरेत् ॥ ११ ॥

आप्तद्वेषाद्भवेन्मृत्युः परद्वेषाद्धनक्षयः ॥
राजद्वेषाद्भवेन्नाशो ब्रह्मद्वेषात्कुलक्षयः ॥ १२ ॥

गीर्वाणवाणीषु विशिष्टबुद्धि ।
स्तथापि भाषांतरलोलुपोऽहं ॥
यथा सुराणां सुधयां च सत्यां ।
स्वर्गांगनानामधरासवे रुचिः ॥ १३ ॥

विप्रो वृक्षस्तस्य मूलं च संध्या ।
वेदाः शाखा धर्मकर्माणि पत्रं ॥

દાતાપણું છે અતિ ધીરતા, પ્રિયવદવાપણું સમયસૂચકતા;
શિખાય નહિ એ શિખતાં ચારે, સ્વાભાવિક છે મતિઅનુસારે. ૯

### ઇંદ્રવજ્રા છંદ.

રૂડી સ્વભાવીક મતિ ન જેને, શૂં શાસ્ત્ર શિક્ષા કરશેજ તેને;
સુર્દાસને દર્પણ ગુણ ચારૂ, આપીશકે કેમકરી બિચારૂં. ૧૦

### વસંતતિલકા છંદ.

જોઈ પવિત્ર ભૂમિ નેત્રથી ચર્ણ ધારો,
શાસ્ત્રાનુંસાર શુભ વ્યાક્ય વળી ઉચ્ચારો;
વસ્ત્રેછણી સલિલપાન કરો ખુશિથી,
વિચારી ર્‍હેલું મનઆચરવું રૂચિથી. ૧૧

### ચામર છંદ.

દ્વેષ બંધુનો કરેથી મૃત્યુ થાય સ્હેજમાં,
વિત્ત નાશ થાય દ્વેષ પારકો કરેજમાં;
રાયદ્વેષથી સઊ સંમૃદ્ધિ નાશ પામશે,
દ્વેષ વિપ્ર કુળનો કરેથી કુળ વામશે. ૧૨

### હરિગીત છંદ.

છે વાણી સંસ્કૃત શ્રેષ્ટ એવી, મનવિષે દ્રડતા છતાં,
અતિ લોભી છું પ્રાકૃતવિષે હું, કેવી એહ વિચિત્રતા;
છે પ્રાપ્ત અમૃત અમરગણને, અનાદર તેનો કરી.
સુરસ્ત્રીતણા જયમ અધરરસપર, અભિરૂચિ અદકી ધરી. ૧૩
દ્વિજરૂપતરૂનું મૂળ સંધ્યા શાસ્ત્ર સાખ પૂરે પૂરી,
શાખા નિગમતણી દળ રહ્યાં છે, ધર્મ કર્મતણાં ધુરી;

तस्मान्मूलं यत्नतो रक्षणीयं ॥
छिन्ने मूले नैव शाखा न पत्रं ॥ १४ ॥

वरं वनं व्याघ्रगजादिसेवितम् ।
द्रुमालयं पक्वफलांबुभोजनम् ॥
तृणानि शय्या परिधानवल्कलं ।
न बंधुमध्ये धनहीनजीवनम् ॥ १५ ॥

का चिंता मम जीवने यदि हरिर्विश्वंभरो गीयते ।
नोचेदर्भकजीवनाय जननीस्तन्यं कथं निर्ममेत् ॥
इत्यालोच्य मुहुर्मुहुर्यदुपते लक्ष्मीपते केवलम् ।
त्वत्पादांबुजसेवनेन सततं कालो मया नीयते ॥ १६ ॥

इति वृद्धचाणक्ये दशमोऽध्यायः ॥ १० ॥

---

आत्मवर्गं परित्यज्य परवर्गं समाश्रयेत् ॥
स्वयमेव लयं याति यथा राजाऽन्यधर्मतः ॥ १ ॥

यस्तु संवत्सरं पूर्णं नित्यं मौनेन भुंजति ॥
युगकोटिसहस्त्रं तु स्वर्गलोके महीयते ॥ २ ॥

એ સમજી રક્ષો મૂળને અતિ, યત્નથી આદરવડે,
જો નાશ થાશે મૂળ શાખા, પત્ર શુભ ક્યાંથી જડે. ૧૪

## શાર્દૂલવિક્રીડિત છંદ.

રે'વું તે વનમાં ભલું અહનિશે જ્યાં. હસ્તિ વાઘો ધુરે;
ખાવાં ત્યાં ફળપક્વ નીર હરખે રૈ ઝાડને રે મૂળે;
સુવું ઘાસપથારિયે તરૂતણી છાલો વળી પ્હેરિયે,
બંધુસાથ દરિદ્રિયે પણ નહિ રે'વું ભલું ધારિયે. ૧૨

## છપ્પો.

વિશ્વંભર હરિતણું, કરૂં ગાયન હું જ્યારે,
ચિંતા ધરવી શી ચિત્ત, જીવન મ્હારાની મ્હારે;
નહિતો શાને કાજ, જીવન બાળકનું કરવા,
જનુનીસ્તનમાં દૂધ, મૂકતે તે ઊધરવા;
હું વારંવાર વિચારૂં છે, રમાપતિ જાદવપતિ,
તુજ પદપંકજ સેવનવિષે, ગાળું કાળકેરી ગતિ. ૧૬

## અધ્યાય ૧૦ મો સમાપ્ત.

---

## દોહરા.

ત્યાગ કરી નિજ કુળતણો, જે લે પરકુળ છાય;
નાશ તેતણો થાય છે, જયમ પરધર્મે રાય. ૧
વર્ષ એક લગી મુનિવૃતે, ભક્ષ કરે જન જેહ;
યુગ સહસ્ત્ર કોટિ લગી, વસે સ્વર્ગમાં તેહ. ૨

लौकिके कर्मणि रतः पशूनां परिपालकः ॥
वाणिज्यकृषिकर्माणि स विप्रो वैश्य उच्यते ॥ ३ ।

वापीकूपतडागानामारामसुरवेश्मनाम् ॥
उच्छेदने निराशंकः स विप्रो म्लेच्छ उच्यते ॥ ४ ॥

लाक्षादितैलनीलीनां कौसुंभमधुसर्पिषाम् ॥
विक्रेता मद्यमांसानां स विप्रः शूद्र उच्यते ॥ ५ ॥

देवद्रव्यं गुरुद्रव्यं परदाराभिमर्शनम् ॥
निर्वाहः सर्वभूतेषु विप्रश्चांडाल उच्यते ॥ ६ ॥

एकाहारेण संतुष्टः षट्कर्मनिरतः सदा ॥
ऋतुकालाभिगामी च स विप्रो द्विज उच्यते ॥ ७ ॥

गृहासक्तस्य नो विद्या नो दया मांसहारिणः ॥
द्रव्यलुब्धस्य नो सत्यं स्त्रैणस्य न पवित्रता ॥ ८ ॥

कलौ दशसहस्रेषु हरिस्त्यजति मेदिनीम् ॥
तदर्धे जान्हवीतोयं तदर्धे ग्रामदेवता ॥ ९ ॥

न दुर्जनः सज्जनता मुपैति ।
बहुप्रकारैः परिसेव्यमानः ॥
आमूलसिक्तः पयसा घृतेन ।
न निंबवृक्षो मधुरत्वमेति ॥ १० ॥

કૃત લૌકિક કરવે નિપુણ, પશુ પાળક દ્વિજ જેહ;
કરે ખેતી વેપાર બહુ, વૈશ્ય જાણવો તેહ. ૩
બાગ વાવ કૂપ સુરસદન, હણતાં નહિ શંકાય;
મ્લેચ્છ દ્વિજ તે ભૂમિમાં, દુષ્ટ અતિ કેવાય. ૪
તેલ હીર મધુ મદ્ય ગળી, લાખ માંસ ઘૃત જેહ;
વેચે દ્વિજ ગૃહિ એટલું, શૂદ્ર સમજવો તેહ. ૫
ગ્રાહક સુર ગુરૂ વિત્તનો, વ્યભિચારી વટલેલ;
શ્વપચસમો તે સમજવો, દ્વિજ કુમતિ ઠરેલ. ૬

## ભુજંગી છંદ.

રહે તૃપ્ત ભક્ષી સદા એક વાર, ભલાં આચરે કર્મ છો જાણી સાર
કરે સંગ સ્ત્રીનો ઋતુ કાળ આવે, કહો દ્વિજ તે વિપ્રને સુસ્વભાવે.૭
ગ્રહાશક્તને પ્રાપ્ત વિદ્યા ન થાયે, દયા માંસ ભક્ષીરૂદે ના જરાયે;
અતિ દ્રવ્યના લોભીને સત્ય કેવું, વસે સ્વચ્છતા કામિનેક્યાંથીએવું ૮

## વંશસ્થ છંદ.

કળિતણા તો દશ સંસ્રવર્ષે, હરિઅજી મેદિની સ્વર્ગ જાવશે;
હજાર પાંચે સ્વરધુનિ હેરતા, અઢી હજારે નકી ગામદેવતા. ૯

## માલિની છંદ.

ક્રૂર મતિ નિજકેરી ત્યાગીને વિશ્વમાંયે,
દુરજન બહુ બોધે સાધુ નિશ્ચે ન થાયે;
ત્રણ ભવ સુધી નિત્યે લીંબના મૂળ માયે,
ઘૃત પય મધ સીંચો તે નહિ મિષ્ટ થાયે. ૧૦

कामं क्रोधं तथा लोभं स्वादुशृंगारकौतुकम् ॥
अतिनिद्रांच सेवां च विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥ ११ ॥

न वेत्ति यो यस्य गुणप्रकर्षं ।
स तं सदा निंदति नात्र चित्रम् ॥
यथा किराती करिकुंभलब्धं ।
मुक्ताफलं त्यज्य बिभर्ति गुंजां ॥ १२ ॥

परकार्यविहंता च दांभिकः स्वार्थसाधकः ॥
छलद्वेषी मृदुः क्रूरो द्विजो मार्जार उच्यते ॥ १३ ॥

देयं भोज घनं धनं सुकृतिभिर्नो संचितव्यं कदा ।
श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ॥
अस्माकं मधु दानभोगरहितं नष्टं चिरात्संचितम् ।
निर्वाणादपिपाणिपादयुगुलं घर्षंत्यहो मक्षिकाः ॥ १४ ॥

## વસંતતિલકા છંદ.

કૌતુક કામ અતિ લાલચ્ય સ્વાદ મેવા,
શૃંગાર ક્રોધ અતિ ઊંઘ વિશેષ સેવા;
એ આઠ વાત તજવી સુવિચાર આણી,
વિદ્યાર્થિયે સતત હાની પ્રદા પ્રમાણી. ૧૧

## હરિગીત છંદ.

મહિમાં સુ જેના ગુણતણો તલમાત્ર જે જાણે નહિ;
નિંદે સદા તે તેહને નથી ચિત્ર તે મધ્યે કંઇ;
ગજ મોતી ભીલડી કરચડે, તે ત્યાગી કે કોડમાં,
પ્હેરે ચણોઠી હાર હોંસે, ગુંથી ખૂબ મરોડમાં. ૧૨
પરકાર્ય ધ્વંસ વિલોકતાં કરનાર દાંભીક જે ઘણો,
નિજ સ્વાર્થ સાધક પૂર્ણ કપટે, દ્વેષકરતા પરતણો;
સુશીળ ઉપરથી દીશે પણ, હોય ક્રૂર અતિ અંતરે,
તે વિપ્રનેમાંજાર નિશ્ચે, માનવો મતિમંતરે. ૧૩

## છપ્પો.

આપો હે જન દાન, તુચ્છ ધન સુકૃત સાટે;
ઊઠીશ઼ખો રખે, વાવરોની સુવાટે;
નૃપ બળિ વિક્રમરાય, કર્ણકેરી અદ્યાપી;
રહી કીર્તિ જગમાંય ત્રણ્ય લોકે ભલી વ્યાપી;
મધ સાંતી રાખ્યું અમ માખિયે, દાન ભોગવણ અમકરી;
તે ગયું લુટાઈ મધમાખિયો, કર ઘસી થઈ સર્વેપરી. ૧૪

विप्रास्मिन्नगरे महान्कथयतां तालद्रुमाणां गणः ।
को दाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ॥
को दक्षः परदारवित्तहरणे सर्वोऽपि दक्षो जनः ।
कस्माज्जीवसि हे सखे विषकृमिन्यायेन जीवाम्यहं ॥१५॥

हस्ती स्थूलतनुः स चांकुशवशः किं हस्तिमात्रांकुशो ।
दीपे प्रज्वलिते प्रणश्यति तमः किं दीपमात्रं तमः ॥
वज्रेणापि हताः पतंति गिरयः किं वज्रमात्रं नगा ।
स्तेजो यस्य विराजते स बलवान् स्थूलेषु कः प्रत्ययः॥१६॥

इति वृद्धचाणक्ये एकादशोऽध्यायः ११

---

जलबिंदुनिपातेन क्रमशः पूर्यते घटः ॥
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥ १ ॥

मुहूर्तमपि जीवेत नरः शुक्लेन कर्मणा ॥
आकल्पमपि कष्टेन लोकद्वयविरोधिना ॥ २ ॥

स्वभावेनाहि तुष्यंति देवाः सत्पुरुषाः पिता ॥
ज्ञातयः स्नानपानाभ्यां वाक्यदानेन पंडिताः ॥ ३ ॥

आमंत्रणोत्सवा विप्रा गावो नवतृणोत्सवाः
पत्युत्साहयुता नार्य अहं कृष्ण रणोत्सवः ॥ ४ ॥

સત્ય કહો દ્વિજરાજ, વડો જન છે કો' નગરે,
કહે દ્વિજ આ સ્થિર, તાડતરૂ ન્યા'ળો નજરે;
દાતા કો' અહીં વસે, વડો પર્યટ પંકાયે;
વસ્ત્ર સવારે ગ્રહી, સાંજપડતાં દઈ જાયે;
છે શ્યાણો ત્યારે કો' સળી, પરસ્ત્રી જર હરવા વિષે,
દ્વિજ શીરીતે જીવો તમે, વિષકિટ જયમ જીવે વિષે. ૧૫

**સવૈયો.**

લઘુ અંકુશને વશ દિર્ઘતનું ગજ શું ગજના સમ અંકુશ થાયે,
ક્ષણમાં દીપ જ્યોત તિમિર હરે, શું તિમિરસમી દીપજ્યોત સરાયે;
ગિરિવજ્રપ્રહારથી ભૂમિઢળે ક્યમ વજ્ર ગિરિસમ પ્રૌઢ મનાયે,
ભટ બાલકરામ કહે નીર જે નરમાં વધુ તે નર શ્રેષ્ટ વદાયે. ૧૬

**અધ્યાય ૧૧ મો સમાપ્ત.**

---

**દોહરા.**

જળ બિંદુના અનુક્રમે, પૂર્ણ થાય ઘટ જેમ;
કારણ ધન વિદ્યા અને, ધર્મતણુંયે તેમ. ૧
જન જીવતર શુભ કર્મથી, બે ઘડીનું પણ શ્રેષ્ટ;
કલ્પકોટિ નરદ્વેષીનું, જીવતર જાણો નેષ્ટ. ૨
આનંદે સુસ્વભાવથી, દેવ સાધુને તાત;
પંડિત વાણીદાનથી, ખાન પાનથી ન્યાત. ૩
બ્રાહ્મણ હરખે ભોજને, કોમળ ઘાસે ગાય;
નારી પતિ અવલોકી જયમ, ત્યમ હરિ હું રણમાંય, ૪

विनयं राजपुत्रेभ्यः पंडितेभ्यः सुभाषितम् ॥
अनृतं द्यूतकारेभ्यः स्त्रीभ्यः शिक्षेत कैतवम् ॥ ५ ॥

मातृवत्परदारांश्च परद्रव्याणि लोष्ठवत् ॥
आत्मवत्सर्वभूतानि यः पश्यति स पश्यति ॥ ६ ॥

वयसः परिणामेऽपि यः खलः खल एव सः ॥
सुपक्कमपि माधुर्यं नोपयातींद्रवारुणम् ॥ ७ ॥

सत्यं माता पिता ज्ञानं धर्मो भ्राता दया सखी ॥
शांतिः पत्नी क्षमा पुत्रो षडेते मम बांधवाः ॥ ८ ॥

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ॥
नित्यं सन्निहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥ ९ ॥

अनालोच्य व्ययं कर्ता अनाथः कलहप्रियः ॥
आतुरः सर्वक्षेत्रेषु नरः शीघ्रं विनश्यति ॥ १० ॥

न विप्रपादोदककर्दमानि ।
न वेदशास्त्रध्वनिगर्जितानि ॥
स्वाहास्वधाकारविवर्जितानि ।
श्मशानतुल्यानि गृहाणि तानि ॥ ११ ॥

ભાષણ શિખ પંડિતથી, જુગારીથી જુઠ વેણ ;
નમ્રપણું નૃપતનુજથી, કપટ સ્ત્રીથી શિખ એન. ૫
પરનારી જનુનીસમી, પ્રાણી સર્વ નિજ તુલ્ય ;
ન્યાળે પર જર માટીસમ તે જોનાર અભૂલ. ૬
આયુષ પૂરણ થાય પણ ખળખળતા ન તજાય ;
ઇંદ્રવારૂણી ફળ મધુર, પાકે તોય ન થાય. ૭

## ભુજંગી છંદ.

પિતા જ્ઞાનને માત છે સત્ય મ્હારી,સતી શાંતિનારી દયા બેન સારી;
ખરો ધર્મ ભાઈ ક્ષમા પુત્ર પ્યારો,ભલાં એ છબંધુતણો સાથહ્મારો ૮

## તોટક છંદ.

અજરામર દેહ ન આ ગણતો, નથી સંપત સ્થિર ફુલી ન જતો;
સમીપે નિત મૃત્યુ રહ્યું તલપી, કર સંગ્રહ ધર્મતણો ડરપી. ૯

## હરિગીત.

ઊપજ નિજની ન ન્યાળતા કરનાર વ્યયજે આકરો,
સૌ જાતીની સ્ત્રીસાથ છે, રતિભોગ કરવા બાવરો ;
જે વિશ્વમાય અનાથને વળી, ક્લેશ અતિ દેનાર છે,
સત માનવું તે નરતણો તતકાળ નાશ થનાર છે. ૧૦
નહિ વેદશાસ્ત્રતણી ધ્વનીના, ઘોષ ગુરૂવા જ્યાં મળે,
દ્વિજ પદ સલિલનો પંક જ્યાં નહિ ન્યાળતાં નજરે પડે;
સ્વાહા સ્વધા હીણ સદન તેતો જાણવું જુગતે કરી,
ભુરિ ભય પ્રદ શમશાન સરખું સજ્જનો શૃણ જો ડરી.૧૧

नाहारं चिंतयेत्प्राज्ञो धर्ममेकंहि चिंतयेत् ॥
आहारोहि मनुष्याणां जन्मनासह जायते ॥ १२ ॥

आर्तेषु विप्रेषु दयान्वितेषु ।
यः श्रद्धया स्वल्पमुपैति दानम् ॥
अनंतपारं समुपैति राजन् ।
यद्दीयते तन्न लभेद्द्विजेभ्यः ॥ १३ ॥

सत्संगाद्भवतिहि साधुना खलानां ।
साधूनां नहि खलसंगमात् खलत्वम् ॥
आमोदं कुसुमभवं मृदेव धत्ते ।
मृद्गंधं नहि कुसुमानि धारयंति ॥ १४ ॥

सानंदं सदनं सुतास्तु सुधियः कांता मृदूभाषिणी ॥
स्वेच्छापूर्णधनं स्वयोषिति रतिः स्वाज्ञापराः सेवकाः ॥
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपाने गृहे ॥
साधोः संगमुपागते च सततं धन्यो गृहस्थाश्रमः ॥१५॥

क्रोधांधाः शिशवः सवारि सदनं पंकावृतं चांगणम् ।
शय्या दंशवती च रुक्षमशनं धूमेन पूर्णं गृहम् ॥

ચિંત્તા રતિ ભક્ષણતણી નહિ, જ્ઞાનીએ કરવી કદા,
સંપાદવા સુધર્મ માટે, રાખવી ચિંત્તા સદા ;
આહાર જીવના જન્મ સાથે, નિરમ્યો વિધિયે ઘણે,
ફોકટ પછી શીદ આંકૂળાં થઈ, ધરવી ચિંતા આણે. ૧૨
જે તપિત દ્વિજ દારિદ્રદાવે, તેહને દિલદયા ધરી,
શ્રધા સહિત જો સ્વલ્પ આપે, દાન જે આદર કરી ;
ફળ તેતણું પાંમે અતુલ હે, ભૂપ ફરી આ ભૂતળે,
નવ ખોટ રતિ જાશે કદી પણ, ઊળટું અધિકું મળે. ૧૩
ખળ સંગતીએ સાધુ કદિયે ખળપણું નવ ધારશે,
પણ સાધુસંગે ખળ હશે તે સાધુસમ નિશ્ચે થશે ;
જયમ કુસુમકેરો પિમળ રૂડો, મૃત્તિકાએ જઈ અડે.
નહિ મૃત્તિકાનો ગુણ કુસુમે, શોધતાં કેમે જડે. ૧૪

છપ્પો.

સદા સુખદા સદન, તનુજ બહુ બુદ્ધિ શાળી,
મુખથી મધુરાં વેણ, કામિની કહે રૂપાળી ;
મનમાન્યું છે વિત્ત, પ્રીત નિજ યુવતી જોડે ;
ભિક્ષુક પાંમે માન, શિવ પૂજન નિત કોડે ;
મિષ્ટાન્ન બને નિત મંદિરે, આગ્ના પાળક દાસ છે ;
ધન ધન તે ગૃહસ્થાશ્રમ જહાં, સદા સંતનો વાસ છે. ૧૫

કિચ્ચડયુક્ત આંગણું, સ્વેદ વાળું ઘર વસવા,
સ્નાનાર્થે શિત નીર, ભક્ષ લુખું નિત ભખવા ;
ભરપૂર મંદિર ધુમે, અખુટ માકડ શૈયામાં ;

भार्या निष्ठुरभाषिणी प्रकुरुते क्रोधांधदृष्टिः सदा ।
स्नानं शीतलवारिभिः प्रतिदिनं धिग् धिग् गृहस्थाश्रमः १६

हस्तौ दानविवर्जितौ श्रुतिपुटे सारस्वतद्रोहिणी ।
नेत्रे साधुविलोकनेन रहिते पादौ न तीर्थं गतौ ॥
अन्यायार्जितवित्तपूर्णमुदरं गर्वेण तुंगं शिरो ।
रे रे जंबुक मुंच मुंच सहसा नीचस्य निंद्यं वपुः ॥१७॥

दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने ।
प्रीतिः साधुजने स्मयः खलजने विद्वज्जनेष्वार्जवम् ॥
शौर्यं शत्रुजने क्षमा गुरुजने नारीजने धूर्तता ।
इत्थं ये पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोकस्थितिः॥१८॥

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहता ।
मित्रेऽवंचनता गुरौ विनयता चित्तेऽतिगंभीरता ॥
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेषु विज्ञानता ।
रूपे सुंदरता शिवे भजनता त्वय्यस्ति भो राघव ॥ १९ ॥

કઠોર બોલી નાર, ક્રોધ વાસો હૈયામાં ;
છે ક્રોધપડળ શિશુનેત્રપર, સદા અંધ જેથી રહે ;
કહું ગૃસ્થાશ્રમ ધીકધીક જ્યાં, નિત દુખ દાવાનળ દહે. ૧૬

દાન વિવર્જીત હાથ, સાધુ નેત્રે નથી ન્યાળ્યા ;
ભર્યું અધર્મ ઊદર, ચર્ણ નથી તિર્થે ચાલ્યા ;
મસ્તક ગર્વે કદી, નમ્યું ન હરિ ચર્ણે વ્હાલે ;
કાને વિવાવાદ, શ્રવણ નથી કીધો કાળે ;
હે જંબુક તે માટે કહું, તજ તજ વપુ એ પાપીનો ;
તું ભક્ષ એહનો કરીશ તો, થશે તુર્ત સુકૃત હીણો. ૧૭

ડાપણ નિજ જન સાથ, દયા પર જનસું ધરવી,
ખળ જન સાથે ગર્વ, સાધુજનશું પ્રીત કરવી;
પંડિત જનશું વિનય, દુરજન સાથે શઠતા ;
શૂરપણું શત્રુ સાથ, નારી જન સાથે ધુરતા.
વળી ગુરૂજન સાથે સહનતાં, ધૈર્ય ધરી જે ધારશે ;
આ લોકવિષે તે નર સદા, સ્થિતિ શ્રેષ્ટ સદ પામશે. ૧૮

આસ્તિક ધર્મે સદા, દાન દેવે ઊત્સાહી ;
વિનયશીળ ગુરૂકુળે, ભરી મુખમાં મધુરાઈ ;
ગંભિરપણું ચીતમાંય, અમળપણું છે આચારે ;
શાસ્ત્રે જ્ઞાતાપણું, રસિકતા ગુણમાં ભારે ;
વળી સુંદરતા શુભ રૂપવિષે, શિવસેવામાં ભાવના ;
હે રઘુનંદન ગુણ એ બધા, રહ્યા વસી તમ દેહમાં ; ૧૯

काष्ठं कल्पतरुः सुमेरुरचलश्चिंतामणिः प्रस्तरः ।
सूर्यस्तिव्रकरः शशी क्षयकरः क्षारोहि वारांनिधिः ॥
कामो नष्टतनुर्बलिर्दितिसुतो नित्यं पशुः कामगो ।
नैतांस्ते तुलयामि भो रघुपते कस्योपमा दीयते ॥ २० ॥

पत्रं नैव यदा करीरविटपे दोषो वसंतस्य किं ।
नोलूकोप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम् ॥
धारा नैव पतंति चातकमुखे मेघस्य किं दूषणं ।
यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ॥२१॥

येषां श्रीमद्यशोदासुतपदकमले नास्ति भक्तिर्नराणां ।
येषामाभीरकन्याप्रियगुणकथने नानुरक्ता रसज्ञा ॥
येषां श्रीकृष्णलीलाललितरसकथासादरौ नैव कर्णौ ।
धिक्तान्धिक्तान्धिगेतान्कथयतिसततंकीर्तनस्थोमृदंगः
॥ २२ ॥

इति वृद्धचाणक्ये द्वादशोऽध्यायः ॥१२ ॥

---

एकाक्षरप्रदातारं यो गुरुर्नाभिवंदति ॥
श्वानयोनिशतं भुक्त्वा चांडालेष्वभिजायते ॥ १ ॥

કલ્પતરૂ છે વૃક્ષ, અચળ મેરૂ મંદ્રાચળ;
ચિંતામણિ પાષાણ, પશુ નંદિ અતલીબળ;
સાગર ખારો અતિ, ભાનુંમાં તીવ્રપણું છે ;
દૈત્યપતિ બળિરાય, કામતો ન્યરતનનુ છે;
ક્ષય રોગી છે શશિ શિતળપણુ, કો'શું તુલના હું કરૂં;
અતિ દોષ દિસે સઉમાં હવે, રઘુપતિ શી ઊપમાં ધરૂં ૨૦

તરૂ કેરડે પત્ર, જુઓ આવે નહિ તેમાં;
વસંતકેરો વાંક, કાઢવો શો જન એમાં ;
ચાતકમુખ ઘનબિંદુ, પડે નહિ તેથી ભાઈ;
પરજનમાં છે દૂશણ, કે'વું એવું ત્યાં ધાઈ;
વળી દિનકરમાં શૂં દૂશણકે, ઘુડ દિવસે દેખે નહિ.
પણ લખ્યા લેખ ટેલાટના, મિથ્યા કો'કરશે અહી. ૨૧

શ્રીમત જશોદા સુત, ચરણ કમળે ધુડ જેની,
ભક્તિભવ તારીણી, નથી સુખ અનંત દેની ;
રસના જેની વળી, ગોપદુહિતા પ્રિય ગુણને,
ગાવા અતિ આદરે, નથી તત્પર રહી સુમને ;
હરિ લલિત લીળા આદરવડે, શ્રવણવડે ન શૂણી કદા,
ધિકધિક તેને કીર્તન સમે, મૃદંગ આ કે'છે સદા. ૨૨

**અઠ્ઠયો બારમો સમાસ.**

---

## દોહરા.

વર્ણ એક દેનાર જે, ગુરૂને ન નમે પાય ;
શ્વાનયોનિ સો ભોગવી; સ્વપચ્ય ફરી તે થાય. ૧

युगांते चलते मेरुः कल्पांते सप्त सागराः ॥
साधवः प्रतिपन्नार्थान्न चलंति कदाचन ॥ २ ॥
दह्यमानाः सुतीव्रेण नीचाः परयशोऽग्निना ॥
अशक्तास्तत्पदं गंतुं, ततो निंदां प्रकुर्वते ॥ ३ ॥
बंधाय विषयासक्तो मुक्तो निर्विषयं मनः ॥
मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥ ४ ॥
धर्मार्थकाममोक्षाणां यस्य कोऽपि न विद्यते ॥
अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ ५ ॥
यथा खाता खनित्रेण भूतले वारि विंदति ॥
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ ६ ॥
कर्मायत्तं फलं पुंसां बुद्धिः कर्मानुसारिणी ॥
तथापि सुधियो चार्याः सविचार्यैव कुर्वते ॥ ७ ॥
अनवस्थितकृत्यस्य न जने न वने सुखं ॥
जनो दहति संसर्गात् वनं संगविवर्जनात् ॥ ८ ॥
देहाभिमाने गलिते ज्ञानेन परमात्मनि ॥
यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥ ९ ॥
जीवंतं मृतवन्मन्ये देहिनं धर्मवर्जितम् ॥
मृतो धर्मेण संयुक्तो दीर्घजीवी न संशयः ॥ १० ॥

કલ્પાંતે સાગર ચળે, મેરૂ ચળે યુગાંત;
કદી ગુણસંપન સાધુઓ, ચળે ન થઈ મતિ ભ્રાંત. ૨

નીચનર પર યશ અભિયે, પામે અતિ સંતાપ;
અશક્ત પદ તે પામવા, માટે નિંદે આપ. ૩

બંધન વિષયાશક્તને, મુક્ત વિષય હીણ જંન;
હેતુ બંધન મુક્તનો, જરૂર જંનને મંન. ૪

પુરૂષાર્થ શુભ ચારમાં સમજ્યો નહિ જે કાંઈ;
અજાકંઠસ્તનસમ વૃથા, જીવતર તેનું તેહ. ૫

ખણુકો જયમ ખણી ભુમિને, શ્રમે મેળવે નીર;
ત્યમ વિદ્યા ગુરૂ પાસથી, સેવા કરી લે ધીર. ૬

મળે કર્મ અનુસાર ફળ, બુદ્ધિ કર્મ અનુસાર;
કર્મ સુમતિ એ હેતુથી, કર્તા કરે વિચાર. ૭

અયોગ્ય કૃત કરનારને, સુખ નહિ વન જનમાંય;
દહેજનો સંબંધથી, અસંગથી વન પ્રાય. ૮

નાશ પામ્યુ જવ જ્ઞાનથી, દેહતણું અભિમાન;
મન પછી જ્યાં જ્યાં જાય છે, સમાધિ ત્યાં ત્યાં માન. ૯

ધર્મ પર્મ હીણ પુરૂષને, જીવતો મુઓ પ્રમાણ,
દિર્ઘાયુ નર મોયલો ધર્મ યુક્ત છે જાણ. ૧૦

ईप्सितं मनसः सर्वं कस्य संपद्यते सुखम् ॥
दैवायत्तं यतः सर्वं तस्मात्संतोषमाश्रयेत् ॥ ११ ॥

यथा धेनुसहस्रेषु वत्सो गच्छति मातरम् ॥
तथा यच्च कृतं कर्म कर्तारमनुगच्छति ॥ १२ ॥

अहो बत विचित्राणि चरितानि महात्मनाम् ॥
लक्ष्मी तृणाय मन्यंते तद्भारेण नमंतिच ॥ १३ ॥

राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समे समाः ॥
राजानमनुवर्तंते यथा राजा तथा प्रजाः ॥ १४ ॥

अनागतविधाता च प्रत्युत्पन्नमतिस्तथा ॥
द्वावेते सुखमेधेते यद्भविष्यो विनश्यति ॥ १५ ॥

गते शोको न कर्तव्यो भविष्यं नैव चिंतयेत् ॥
वर्तमानेन कालेन प्रवर्तंते विचक्षणाः ॥ १६ ॥

यस्य स्नेहो भयं तस्य स्नेहो दुःखस्य भाजनम् ॥

## ભુજંગી છંદ.

સઊ કોઇને વિશ્વમાં મગ્ન માન્યું, મળે ના સઊ સુખ કેમે કરાવ્યું;
થશે પ્રાપ્ત દૈવ્યે લખ્યું જેવું તેવું, અરે એજ માટે સુસંતોષી રે'વું ૧૧
જઇ વચ્છ ધેનું હજારોનીમાંએ, ઠરે નિજ માતા ઊભી હોય ત્યાંએ;
કિધાં કર્મ એવી રીતે જાય દોડી. વદું નક્કિ કર્તારને તુર્ત ઓળી. ૧૨
અહો સાધુના છે ચરિત્રો વિચિત્રો, ગણે લક્ષ્મીને તુચ્છ જેવી પવિત્રો;
કદી એમ કર્તા થઇ પ્રાપ્ત ત્યારે, નમે છે જુઓ તેતણા ભુરીભારે ૧૩

## ચામર છંદ.

રાય ધર્મિયે પ્રજા સુધર્મ કર્મ આચરે,
પાપી રાયતો પ્રજાય પાપ પાથરી ધરે.
ધર્મ શૂન્ય રાય ધર્મ શૂન્ય તો પ્રજા થશે,
જેવી રાય રીત તેવી સૌ પ્રજાતણી થશે. ૧૪
દુઃખ આવતાં કરે ઊપાય આગમચથી,
પ્રાપ્ત દુઃખકાળ જોઇ દે ઊરાડી પેચથી;
એજ બે જીવે મરે અવિચ્ય ભક્ત ભૂલમાં;
આજગે જરૂર તે પડી વિશેષ દુઃખમાં. ૧૫

## હરિ ગીત છંદ.

જે નાશપામી વસ્તુ તેનો, શોક રતિ ધરતા નથી,
છે ભવિષપર મળવાનું ચિંતન તેનું નથી કરતા મથી.
જે સમયપર આવી મળે તે, વસ્તુ ગૃહિ આદરથકી,
દિન નિર્ગમે છે જ્ઞાનીઓ સંતોષમાં સર્વે નકી. ૧૬
છે સ્નેહ જે જનથી અતિ ભય, પ્રાપ્ત થાશે તેથકી;
ભાજન નિહાળો સ્નેહરૂપી, દુઃખતણું જગમાં નકી.

स्नेहमूलानि दुःखानि तानि त्यक्त्वा वसेत्सुखम् ॥ १७ ॥

इति वृद्धचाणक्ये त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

पृथिव्यां त्रीणि रत्नानि आपोऽन्नंच सुभाषितम् ॥
मूढैः पाषाणखंडेषु रत्नसंज्ञा विधीयते ॥ १ ॥
पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ॥
एतत्सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥ २ ॥
बहूनां चैव सत्त्वानां समवायो रिपुंजयः ॥
वर्षधाराधरो मेघस्तृणैरपि निवार्यते ॥ ३ ॥
जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ॥
प्राज्ञे शास्त्रं स्वयं याति, विस्तारं वस्तुशक्तितः ॥ ४ ॥
उत्पन्नपश्चात्तापस्य बुद्धिर्भवति यादृशी ॥
तादृशी यदि पूर्वं स्यात् कस्य न स्यान्महोदयः ॥ ५ ॥
दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये ॥
विस्मयो नहि कर्तव्यो बहुरत्ना वसुंधरा ॥ ६ ॥
यस्माच्च प्रियमिच्छेत तस्य ब्रूयात् सदा प्रियम् ॥
व्याधो मृगवधे गंतुं गीतं गायति सुस्वरम् ॥ ७ ॥
अग्निरापः स्त्रियो मूर्खः सर्पो राजकुलानिच ॥
नित्यं यत्नेन सेव्यानि सद्यः प्राणहराणि षट् ॥ ८ ॥

મૂળ દુઃખકેરાં તરૂતણું છે સ્નેહ એવું જાણીને,
સુખે વસો સંસારમાં દ્રઢ સ્નેહબંધન તોડિને. ૧૭

## અધ્યાય તેરમો સમાપ્ત.

---

### દોહરા.

રત્ન ત્રણ્ય ભૂમિમાં ભલાં, અન જળ વળી મધુ વેણ;
માને મૂઢ પાષાણને, જે છે અતિ દુઃખ દેણ. ૧

ફરી દ્રવ્ય ફરી મિત્રને, ફરી ભૂમિ ફરી નાર;
મળે વસ્તુ ફરી એ બધી, ફરી ફરી દેહ ન ધાર. ૨

બહુજનબળ સમુહે અરિ, શીઘ્રથી જીતી શકાય;
મેઘસલિલ જેવી રીતે, ત્રણસમુહે અટપાય. ૩

તેલતણું ટીપું જળવિષે, ખળ મુખ છાનીવાત;
શાસ્ત્ર વળી મતિમંતથી, થાય તુર્ત પ્રખ્યાત. ૪

કુકર્મ પરિતાપે મતિ, ઊપજે જેવી મંન;
પ્રથમ તેવી મતિ હોતતો, કામન મૂકા તે જંન. ૫

દાન વિનય તપ જ્ઞાનને, વિલોકી ધૈરપણ જેમ;
થવું ચકીત નહિ મનવિષે, ભરી અતિ રત્ને ભોમ. ૬

ઇચ્છો જેથી પ્રિય નિજ, વદવિ તેશું પ્રિય વાણ;
પારધિ મૃગ વધ કારણે, ગાય મધુર મુખ ગાન. ૭

નૃપ અહિ અગ્નિ સ્ત્રી મૂરખ, જળ આદે ખટ નિત;
જીવહારક એ જાણીને, સેવો રૂડી રીત. ૮

सुसिद्धिमौषधं धर्मं गृहच्छिद्रं च मैथुनम् ॥
कुभुक्तं कुश्रुतं चैव मतिमान्न प्रकाशयेत् ॥ ९ ॥
तावन्मौनेन नीयंते कोकिलैश्चैव वासराः ॥
यावत्सर्वजनानंददायिनी वाक् प्रवर्तते ॥ १० ॥
आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ॥
दरिद्ररोगदुःखानि बंधनं व्यसनानि च ॥ ११ ॥
त्यज दुर्जनसंसर्गं भज साधुसमागमम् ॥
कुरु पुण्यमहोरात्रं स्मर नित्यमनित्यतां ॥ १२ ॥
यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा ॥
पुरा पंचदशास्ये भो गोचरंतीं निवारय ॥ १३ ॥
धर्मं धनं च धान्यंच गुरोर्वचनमौषधं ॥
सुगृहीतं च कर्तव्यमन्यथा यो न जीवति ॥ १४ ॥
धर्माख्याने श्मशाने च रोगिणो या मतिर्भवेत् ॥
सा सर्वदैव तिष्ठेच्चेत्को न मुच्येत बंधनात् ॥ १५ ॥
दूरस्थोपि न दूरस्थो यो यस्य मनसि स्थितः ॥
यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥ १६ ॥
अत्यासन्ना विनाशाय दूरस्था न फलप्रदाः ॥
सेव्यतां मध्यभागेन राजा वन्हिर्गुरुस्त्रियः ॥ १७ ॥

મૈથુન નિજ ગૃહછિદ્ર ને, કુભક્ષ કુડી વાત ;
ધર્મ ખરૂં ઔષધ કદી, પ્રકાશશો નવ ભ્રાત. ૯
જન મન રંજની જ્યાં લગી, થાય વાદુ રંગીન ;
મુનિવ્રત ત્યાં લગી ધારીને, કોકિલ ગાળ દીન. ૧૦
તરૂ નિજ અપરાધરૂપ તેનાં આ ફળ હોય,
રોગ વિપત દારિદ્ર દુખ, વિવિધ બંધનો જોય. ૧૧
નાશવંત જગ ધારજે, કરજે સાધુસંગ ;
દાન વિવિધ કરજે સદા, તજજે દુરજન અંગ. ૧૨
એક કર્મથી જગત વશ, કરવા ઇચ્છે સાર,
પાંચ વિષય દશઇંદ્રિ મુખ, પ્રથમ મનને વાર. ૧૩
ધર્મ ધ્યાન ધન ગુરૂવચ, ઔષદ ગૃહો સુરીત ;
પ્રમાદ એમાં રાખતાં, મર્ણજ થાય ખચીત. ૧૪

## તોટક.

શમશાંનવિષે મતિ રોગિમને, મતિ ધર્મ ઉદેષવિષે ઉપને ;
ઠરી રે' મતિ તેવિ સદા જનની, કયમ મુક્ત ન થાય ભ્રાંતિ ભવની૧૫

## વંશસ્થ છંદ.

ચિત્તે રહે ચિંતન જેનું સર્વદા, વસે દૂરે તોય ન દૂર તે કદા ;
ચિત્તે નહિ ચિંતન જેહનું હશે, સન્મુખ છે તો પણ તે દૂરે વસે.૧૬

## હારિ ગીત.

નૃપ અગ્નિ ને ગુરૂકેરૂં સેવન, નિકટ રહિ કરવા થકી ;
તતકાળ નાશ કરે નૃપાદિક, ત્રણ્ય એ જાણો નકી;
સેવન કરો જો દૂર રહી, ફળ લેશ નહિ શ્રમ ઉળટો ;
રહો મધ્ય ભાગે સેવશો તો, ફળ સરસને રે ઘટો. ૧૭

स जीवति गुणा यस्य यस्य धर्मः स जीवति ॥
गुणधर्मविहीनस्य जीवितं निष्प्रयोजनम् ॥ १८ ॥

प्रस्तावसदृशं वाक्यं स्वभावसदृशं प्रियम् ॥
आत्मशक्तिसमं कोपं यो जानाति स पंडितः ॥ १९ ॥

इति वृद्धचाणक्ये चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

एकमेवाक्षरं यस्तु गुरुः शिष्यं प्रबोधयेत् ॥
पृथिव्यां नास्ति तद्द्रव्यं यद्दत्वा चानृणी भवेत् ॥ १ ॥

पठंति चतुरो वेदान् धर्मशास्त्राण्यनेकशः ॥
आत्मानं नैव जानंति दर्विः पाकरसं यथा ॥ २ ॥

तद्भोजनं यद् द्विजभुक्तशेषं ।
तत्सौहृदं यत्क्रियते परस्मिन् ॥
सा प्राज्ञता या न करोति पापं ।
दंभंविना यः कुरुते स धर्मः ॥ ३ ॥

त्यजंति मित्राणि धनैर्विहीनं ।
दाराश्च भृत्याश्च सुहृज्जनाश्च ॥

ગુણ હોય જેના જીવતા આ, જગતમાં તે જીવતો ;
છે ધર્મ સજીવન જોણો, તે પણ જીવે મુઓ છતો ;
ગુણ ધર્મ હીણ નર કલ્પઆયુ, હોય તોયે તેતણું ;
જીવતર વૃથા છે વિશ્વમધ્યે, ખરીત વાણી મુખ ભણું. ૧૯

**વસંતતિલકા છંદ.**

જે જેહનેજ પ્રિય તેજ કરે વિચારી,
જાણે વદી સમય શોભીત વાણી સારી ;
શક્તિ સમો નિજમને વળી ક્રોધ ધારે,
પંડિત તેજ જનને વદવોજ ભારે.

**અધ્યાય ચૌદમો સમાપ્ત.**

---

**ભુજંગી છંદ.**

પ્રબોધે ગુરૂ શિષ્યને વર્ણ એક, ધરી અંતરે જેહ રૂડો વિવેક
નથી દ્રવ્ય આ ભૂમિમાં યોગ્ય તેવું, ફરી આપતાં તે ગુરૂકેરૂં દેવું. ૧
ભલાં શાસ્ત્ર સર્વે ભણે વેદ ચારે, લીચિના પરીપ્રંભ પાછા નજયારે
વૃથા તે બધું જેમ દર્વિ ન જાણે રૂડા શાકના સ્વાદને એવિધાને. ૨

**ઝુલણા છંદ.**

ભક્ષતાં વિપ્રને શેષ ભક્ષણ કરે તેજ કેવાય ભોજન ભલેરૂં
જે કર્યો અવર પર સ્નેહ તે જાણવો બાકીનો તો બધો છેજ એરૂં,
પાપ તણ ભાર કીધો ન જેણે અહીં જાણવો તેજ ડાહ્યો જને છે
મનતણો ગર્વ ગાળી કર્યો ધર્મ જે તેજ સુધર્મ ધિમંત કે' છે. ૩

**હરિગીત છંદ.**

ધનહીણ નરને મિત્ર બંધુ કામિની સુત સેવકો,
સંસારમાં દે ત્યાગ કરી ગણો, મૂલ તેહ તણો ટકો ;

तं चार्थवंतं पुनराश्रयंते ।
ह्यर्थोहि लोके पुरुषस्य बंधुः ॥ ४ ॥

कुचैलिनं दंतमलोपधारिणं ।
बव्हाशिनं निष्ठुरभाषिणं च ॥
सूर्योदये चास्तमिते शयानम् ।
विमुंचति श्रीर्यदि चक्रपाणिनम् ॥ ५ ॥

अयममृतनिधानं नायकोप्यौषधीनां ।
ममृतमयशरीरः कांतियुक्तोपि चंद्रः ॥
भवति विगतरश्मिर्मंडलं प्राप्य भानोः ।
परसदननिविष्टः को लघुत्वं न याति ॥ ६ ॥

अलिरयं नलिनीदलमध्यगः ।
कमलिनीमकरंदमदालसः ॥
विधिवशात्परदेशमुपागतः ।
कुटजपुष्परसं बहु मन्यते ॥ ७ ॥

छिन्नोपि चंदनतरुन जहातिगंधं
वृद्धोपि वारणपतिर्न चाहाति लीलाम् ॥
यंत्रार्पितो मधुरतां न जाहाति इक्षुः
क्षीणे पि त्यजाति शील गुणान्कुलीन ॥ ८ ॥

નર તેજ જો ધનવંત ફરી છે, મિત્ર આદે વળગતાં;
માટે સગું સઉ ધનતણું, નથી, પુરૂષનું ખરૂં ન્યાળતાં. ૪

રવિ ઉદય અસ્તસમે સુવે નિત, મલિન પટકુળ અંગમાં,
મળ દંત ઉપર નિષ્ઠૂર ભાષણ, ભાંખનાર કુઠંગમાં;
આહારી અતિશે જોઈ લક્ષ્મી, ત્યાગ તે નરનો કરે,
વૈકુંઠપતિ પણ્ડી હોય તોએ, એક પળ પણ નવ ઠરે. ૫

અમૃતતણું નિધાન નાયક, ઔષધી સર્વતણો,
છે શરીર અમૃત યુક્ત રૂપે, અધીક શશિ સોહામણો;
નિસ્તેજ તે પણ થાય રવિમંડળ ગએથી પાધરો,
કો' નવ લઘુપણું પામિયો જન, નિત્ય પરમંદિર ચરો. ૬

મૃદુ.કમળદળમાં વસી ભ્રમર આ, કમળવાસ પ્રમાદથી,
નિત્યે અતિ સંતોષમાં દિન, ગાળતો ઉનમાદથી;
પરદેશ તે વિધિયોગથી અરવિંદવન તજીને ગયો,
ત્યાં કુસુમ સેખટડાતણો લઈ, વાસ આનંદે રહ્યો. ૭

કાપ્યાથીએ ચંદનતરૂ શુભ, ગંધ નવ ત્યાગે રતિ,
ત્યાગે ન શેલડી મધુરતા ગૃહી, યંત્રમાં પીલે છતી;
ગજરાજ ત્યાગ કરે ન નિજની, આલ વૃદ્ધ થવે વડી,
શીળ ગુણ નવ ત્યાગે કુલીન ક્ષિણ, જર થએ પણ પાધડી; ૮

अनंतशास्त्रं बहुलाश्च विद्या ।
ह्यल्पश्च कालो बहुविघ्नता च ॥
यत्सारभूतं तदुपासनीयं ।
हंसो यथा क्षीरमिवांबुमध्यात् ॥ ९ ॥

दूरागतं पथि श्रांतं वृथा च गृहमागतम् ॥
अनर्चयित्वा यो भुंक्ते स वै चांडाल उच्यते ॥ १० ॥

उर्व्यां कोपि महीधरो लघुतरो दोर्भ्यां धृतो लीलया ।
तेन त्वं दिवि भूतले च सततं गोवर्धनो गीयते ॥
त्वां त्रैलोक्यधरं वहामि कुचयोरग्रे न तद्गण्यते ।
किं वा केशव भाषणेन बहुना पुण्यैर्यशो लभ्यते॥ ११ ॥

पीतः क्रोधेन तातश्चरणतलहतो वल्लभो ऽन्येन रोषा
दाबाल्याद्विप्रवर्यैः स्ववदनविवरे धार्यते वैरिणी मे ॥
गेहं मे छेदयंति प्रतिदिवसमुमाकांतपूजानिमित्तं ।
तस्मात्खिन्ना सदाऽहं द्विजकुलनिलयं नाथ युक्तं त्यजामि॥
॥ १२ ॥

શાસ્ત્રોતણો નથી અંત ભણતાં, પાર નથી વિદ્યાતણો,
છે કાળ થોડો તેવિષે ભય, વિઘ્નનો પણ ચોગણો;
માટે કહું જે સાર તેમાં, હોય તે ચુંટી ભણો,
જ્યમ્ હંસ પયનો ભાગ ખેંચી, નીર ત્યાગે છે જનો. ૯

### શાર્દૂલવિક્રીડિત છંદ.

થાકો દૂર પ્રદેશથી અમુક કો' પંથિ વિના કારણે,
અન્નાર્થે જમવાસમાપર કદી, આવી ઊભો બારણે;
તેને તૃપ્ત કર્યા વિના સુરિતીએ જે ભક્ષ પોતે કરે,
આ વિશ્વે વદશે જનો સરવદા ચાંડાળ તેને અરે. ૧૦

### છપ્પો.

ગિરિ લઘુ વસુધાવિષે, કોક તોલ્યો કર તેણે;
ગિરિધર એવું નામ, ગવાયું તમ સૌ વેણે;
ત્રિભુવનધારક રૂપ, ધારૂં નિત મુજ કુચ અગ્રે;
તેંતણું લેખું કશું, કીધું કોએ નવ નગ્રે;
શૂં કેશવ બહુ બોલ્યા પછી, લાભથશે એથી કશા;
યશ પૂર્વ પુન્યથકી અહીં મળે, યત્ન કરે નહિ સોવસા. ૧૧
ધરી અગસ્તે ક્રોધ, તાત મ્હારાને પીધો;
મુજ વલ્લભને લાત, ભૃગુ હણતાં નવ બાધો;
વેરણ અતિ સારદા, નાથ મ્હારી જે થાયે;
તેને દ્વિજ નિજ મુખ, ધારીને શ્રેષ્ટ ગણાયે;
પ્રતિદિવસ મરોડી મુજ સદન, પૂજે નગદુહિતાપતી;
હું તે દુઃખે દ્વિજ કુળવિષે, નાથ નથી હરખે જતી. ૧૨

अयुक्तं स्वामिनो युक्तं युक्तं नीचस्य दूषणं ॥
अमृतं राहवे मृत्युर्विषं शंकरभूषणम् ॥ १३ ॥

बंधनानि खलु संति बहूनि ।
प्रेमरज्जुदृढबंधनमूचे ॥
दारुभेदनिपुणोपि षडंघ्रि
र्निष्क्रियो भवति पंकजकोशे ॥ १४ ॥

मणिर्लुंठति पादाग्रे काचः शिरसि धार्यते ॥
क्रयविक्रयवेलायां काचः काचो मणिर्मणिः ॥ १५ ॥

खलानां कंटकानां च द्विविधैव प्रतिक्रिया ॥
उपानद्मुखभंगोवा दूरतो वा विसर्जनं ॥ १६ ॥

इति वृद्धचाणक्ये पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

१६

अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ॥
प्राप्तैकादशवर्षेतु समूलं च विनश्यति ॥ १ ॥

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यंति जंतवः ॥
तस्मात्तदेव वक्तव्यं वचने किं दरिद्रता ॥ २ ॥

संसारकटुवृक्षस्य द्वे फले ह्यमृतोपमे ॥
सुभाषितं च सुस्वादु संगतिः सुजने जने ॥ ३ ॥

મહન પુરૂષ જો કરે, કર્મ અણઘટતું જાતે,
થાય તેહને યોગ્ય, તોય તે સઘળી વાતે;
કરે કર્મ નીચ યોગ્ય, દુષણ દાતા તે ભારી,
નાશે શોભા સર્વ, થાય ઊલટું દુખકારી;
વિષપાન જુઓ શિવે કર્યું, કંઠાભુષણ તે થયું,
શુભ અમૃત પીતાં રાહુનું, મસ્તક ઝટ ઉડીગયું. ૧૩

## ભુજંગી છંદ.

બહુ વીધના બંધનો છે તથાપી, દીસે પ્રેમનો દોર કેવો પ્રતાપી;
શડંઘી કરે કાષ્ટનો ભેદ રોષે, હીણોપાય તે થાય છે પદ્મ કોષે.૧૪
ન જાણે મણિ કાચનું મૂલ જેહ, ધરે કાચ શિરે મણિ ચર્ણ તેહ
ખરીદીતણો વેચવા કાળ જ્યારે, મણિતેમણિકાચતેકાચત્યારે૧૫

## ત્રોટક.

ખળ કંટકના ભયને હરવા, સુઉપાય સુખે ત્રણ આ કરવા,
ધરવાં ધ્રડ ખાસડલાં જુગતે, મુખ ભાંગવું કાં તજ દૂરજ તે. ૧૬

## અધ્યો પંદરમો સમાપ્ત.

---

## દોહરા.

અધર્મથી જર મેળવ્યું, રહે વર્ષ દશ પાસ,
એકાદશ વર્ષે બધું, થાય સમૂળું નાશ,
પામે જીવ સંતોષ સૌ, પ્રિય વદવાથી વાણ;
વદવું પ્રિય માટેસદા શી છે વાણીની વાણ. ૨
ભવરૂપ કડુ તરૂના ફળો, બે છે અમૃત તુલ્ય;
મધુર વચન મુખમાં સદા, સજ્જનસંગ અમુલ્ય. ૩

पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनम् ॥
उत्पन्नेषु च कार्येषु न सा विद्या न तद्धनम् ॥ ४ ॥
यस्य चित्तं द्रवीभूतं कृपया सर्वजंतुषु ॥
तस्य ज्ञानेन मोक्षेण किं जटाभस्मलेपनैः ॥ ५ ॥
यो महान्मन्यते मूढो रक्तेयं मयि कामिनी ॥
स तस्या वशगो भूत्वा भवेत्क्रीडाशकुंतवत् ॥ ६ ॥
गुणैरुत्तुंगतां याति नोच्चैरासनसंस्थितः ॥
प्रासादशिखरस्थोपि काकः किं गरुडायते ॥ ७ ॥
गुणाः सर्वत्र पूज्यंते न महत्योपि संपदः ॥
पूर्णेंदुर्न तथा वंद्यो निष्कलंको यथा कृशः ॥ ८ ॥
परप्रोक्ता गुणा यस्य निर्गुणोपि गुणी भवेत् ॥
इंद्रोपि लघुतां याति स्वयं प्रख्यापितैर्गुणैः ॥ ९ ॥
गुणैः सर्वज्ञतुल्योपि सीदत्येको निराश्रयः ॥
अनर्घ्यमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ॥ १० ॥
अतिक्लेशेन ये ह्यर्था धर्मस्यातिक्रमेण तु ॥
शत्रूणां परिपातेन ते ह्यर्था मा भवंतु मे ॥ ११ ॥
धान्येषु जीवितव्येषु स्त्रीषु चाहारकर्मसु ॥
अतृप्ताः प्राणिनः सर्वे याता यास्यंति यांति च ॥ १२ ॥
विवेकिनमनुप्राप्ता गुणा यांति मनोज्ञताम् ॥
सुतरां रत्नमाभाति चामीकरनियोजितम् ॥ १३ ॥

વિદ્યા રહી જે પુસ્તકે, ધન પર હાથે જેહ;
કામ ન લાગે સમયપર, કહી વિદ્યા ધન તેહ. ૪

ગીતિ.

થયું કોમળ મન જેનું, પ્રાણી સકલપર દયાતણી છોળે;
ફળ તેને શૂં વધતું, જ્ઞાને મોક્ષે જટા ભસ્મ ચોળે. ૫

માને જે મૂઢ મનમાં, મોહી આ કામિની મને પ્રીતે;
વશથઇ તેને પછી તે, ક્રિડાખગ સમ કરે નૃત્ય નિત્યે, ૬

મોટમ ગુણથી પામે, પદઉંચે બેસવે નહિ શોળે;
મંદિર શિખરે વાયસ, બેસે પણ શૂં થશે ગરૂડ તોલે. ૭

પૂજાય છે જન સુગુણે, સંપત મોટીથકી ન કો'કાળે;
જયમ શશિ પૂજાય બીજનો, પૂર્ણચંદ્ર ત્યમ પૂજાય શૂં વ્હાલે? ૮

થાય ગુણી ગુણહીણો, પર મુખ થાતાં વખાણ સુઠામે;
નિજગુણ સ્વમુખે ગાતાં, સુરપતિ પણ લઘુત્વ ઝટપામે ૯

ગુણે પ્રશસમ છે પણ, આશ્રય વણ મનવિષે ખેદપામે;
અમૂલ્ય મણિ પણ ઇચ્છે, આશ્રય પોતે સુવર્ણનો ઠામે ૧૦

પરિશ્રમે મળવાનું, જે ધન શત્રુતણે પગે પડવે;
ધર્મ ઉલંઘન કરતાં, તે ધન કદિયે મળો ન સુખ સરવે ૧૧

ભોજન સ્ત્રી જીવતરમાં, કર્મ ધ્યાનમાં અત્રપ્ત જીવ સર્વે;
ગયા જાય ને જાશે, માટે ત્યો કરી હરિ ભજન ગર્વે. ૧૨

સુગુણ વિવેકી શરીરે, પ્રાપ્તથયે તે વધુ ભુષણ પામે,
શ્રેષ્ટ મણિ જયમ શોભે, જડયો કુંદને રૂડિ રીતે આમે ૧૩

वरं प्राणपरित्यागो मा मानपरिखंडनम् ॥
प्राणत्यागः क्षणं चैव मानभंगो दिने दिने ॥ १४ ॥
एकएव पदार्थस्तु त्रिधा भवति वीक्षितः ॥
कुणपः कामिनी मांसं योगिभिः कामिभिः श्वभिः ॥१५॥
जन्मजन्मन्यदभ्यस्तं दानमध्ययनं तपः ॥
तेनैवाभ्यासयोगेन देहे ह्यभ्यस्यते पुनः ॥ १६ ॥
न निर्मितः केन न दृष्टपूर्वो ।
न श्रूयते हेममयः कुरंगः ॥
तथापि तृष्णा रघुनंदनस्य ।
विनाशकाले विपरीतबुद्धिः ॥ १७ ॥
तृणं लघु तृणात्तूलस्तूलादपि च याचकः ॥
वायुना किं न नीतोसौ मामयं याचयिष्यति ॥ १८ ॥
जल्पंति सार्धमन्येन पश्यंत्यन्यं सविभ्रमाः ॥
हृदये चिंतयंत्यन्यं प्रियः को नाम योषितां ॥ १९ ॥

इति वृद्धचाणक्ये षोडशोऽध्यायः ॥ १६ ॥

---

क्षीयंते सर्वदानानि यज्ञहोमबलिक्रियाः ॥
न क्षीयते पात्रदानमभयं सर्वदेहिनाम् ॥ १ ॥
पतेराज्ञांविना नारी, उपोष्य व्रतचारिणी ॥

અપમાને જીવવાથી, પ્રાણત્યાગ તે ભલો ભણ્યું ભવમાં;
ક્ષણ દુખ જીવ પરહરતાં, સાલે પ્રતિદિન માનભંગ ઉરમાં ૧૪
જુએ સ્વમતિ અનુસારે, વસ્તુ એક જીવ ત્રિવિધ સઉકાળે;
શ્વાન માંસ રૂપ કામી, જ્ઞાની દુર્ગંધીએ ભર્યું ભાળે. ૧૫
પ્રતિ જન્મે વિદ્યા તપ, દાનતણો જે કરેલ અભ્યાશ;
તે યોગે ભવ બીજે, સ્મર્ણશક્તિ રૂડી કરે દિલે વાસ. ૧૬

### હરિગીત છંદ.

નથી શ્રવણ કીધું શ્રવણથી, દીઠું ન નજરે કોઈએ,
આ સૃષ્ટિમાં સરજ્યું નથી મૃગ, કનકેરૂં અજાદિયે;
તો પણ સીતા પતિ ભોળવાઈ, ધનુષ લઈ ધાયા પુઠે,
માટે ખરે મતિ થાય વિપરીત, દૈવ જેનાપર રૂઠે. ૧૭
સર્વેથી ત્રણ હલકું અતિ રૂ, તેથકી હલકો લહ્યો;
જાચક જરૂર રૂથી વિશેષે, પંડિતે હલકો કહ્યો;
ત્યારે પવન તેને નથી કાં, દૂર દેશ ઉડાવતો;
એ જાચસે મન ધારી એવું, દૂર તેનાથી થતો. ૧૮

### ભુજંગી છંદ.

વદે વાણી સ્ત્રી એકશું વ્હાલ આણી, કટાક્ષેજુએ અન્યનેનેત્રતાણી;
ત્રિજાનું કરે ચિત્તમાં ધ્યાન પુરી, નહિ નારીને કોઈશું પ્રીતપુરી ૧૯

## અધ્યાય સોળમો સમાપ્ત.

---

### દોહરા.

યજ્ઞ હોમ દાનો અને, વિવિધ ક્રિયા ક્ષય થાય;
થાય ન ક્ષય સતપાત્ર દત, દત જીવ અભય કદાય. ૧
વ્રત ઉપવાસો આચરે, પતિ આજ્ઞા વણ નાર;

आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत् ॥ २ ॥
परोपकरणं येषां जागर्ति हृदये सताम् ॥
नश्यंति विपदस्तेषां संपदस्तु पदे पदे ॥ ३ ॥
तक्षकस्य विषं दंते मक्षिकाया विषं शिरः ॥
वृश्चिकस्य विषं पुच्छं सर्वांगं दुर्जनस्यहि ॥ ४ ॥
अधः पश्यसि किं बाले पतितं तव किं भुवि ॥
रे रे मूर्ख न जानासि गतं तारुण्यमौक्तिकम् ॥ ५ ॥
पादशेषं पीतशेषं संध्याशेषं तथैवच ॥
श्वानमूत्रसमं तोयं पीत्वा चांद्रायणं चरेत् ॥ ६ ॥
राजा वेश्या यमो ह्यग्निस्तस्करो बालयाचकौ ॥
परदुःखं न जानंति ह्यष्टमो ग्रामकंटकः ॥ ७ ॥
नान्नोदकसमं दानं न तिथिर्द्वादशीसमा ॥
न गायत्र्याः परो मंत्रो न मातुः परदैवतम् ॥ ८ ॥
अशक्तस्तु भवेत्साधुर्ब्रह्मचारी च निर्धनः ॥
व्याधिष्ठो देवभक्तश्च वृद्धा नारी पतिव्रता ॥ ९ ॥
किं तया क्रियते लक्ष्म्या या वधूरिव केवला ॥
या न वेश्येव सामान्या पथिकैरुपभुज्यते ॥ १० ॥
न दानैः शुध्यते नारी नोपवासशतैरपि ॥
न तीर्थसेवया तद्वत् भर्तुः पादोदकैर्यथा ॥ ११ ॥

આયુષ તે પતિનું હરી, પડે નર્કમોજાર. ૨
સદૈવ જે સાધુ કરે, સમજી પર ઉપકાર;
પળે વિપત સઊ તેતણી, પામે સુખ અપાર. ૩

## ગીતિ.

તક્ષકને વિષ દાંતે, માખીને વિષ રહે શિરે માત્ર;
પુંછડિયે વિષ વિછુને, દુરજનને વિષ વસે સકળ ગાત્ર. ૪
હે કોમળાંગિ ભૂમિપર, શોધે છે શું ગુમાવ્યું તેં બાઈ?
અરરર મૂઢ શૂં ન જાણે, જોબન મોતી ગયું ગબડી કાંઈ. ૫
સંધ્યા કરતાં પીતાં, પગ ધોતાં જે વધ્યો સલિલ દાય;
શ્વાનમૂત્ર સમ તે છે, પીતાં ચાંદ્રાયણે શુચિ થાય. ૬
બાળક નૃપ જમ પાવક, જાચક વેશ્યા પિશુન ને ચોર;
એ આઠે નવ જાણે, રતિયે મનમાં પરાયું દુખ ઘોર. ૭
તિથિ ન દ્વાદશીસમ કો', અન્નોદકસમ ન કો' ભલું દાન,
વ્હાલું ન કો' જનુનિસમ, ગાયત્રીસમ ન મંત્ર કો' માન. ૮
સાધુ બને બળ હીણો, બ્રહ્મચારી વળી બને અધની હારી;
રોગી બને સુર સેવક, વૃદ્ધપણે પતિવ્રત ધારે નારી. ૯
શા ખપની તે લક્ષ્મી, જે કાંતાસમ સદાય સાચવવી;
ઉપયોગી જે સઊને, વેશ્યાસમ તે ભલી જનો ગણવી. ૧૦
થાય પવિત્ર ન દાને, ન તીર્થ વ્રત સો ઉપોષણે તેવી;
પીતાં પતિપગ નીરથી, થાયજ નારી પવિત્ર રે જેવી ૧૧

दानेन पाणिर्नतु कंकणेन ।
स्नानेन शुद्धिर्नतु चंदनेन ॥
मानेन तृप्तिर्नतु भोजनेन ।
ज्ञानेन मुक्तिर्नतु मुंडनेन ॥ १२ ॥

पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ॥
शंखो भिक्षाटनं कुर्यान्नादत्तमुपतिष्ठति ॥ १३ ॥

नापितस्य गृहे क्षौरं पाषाणात् गंधलेपनम् ॥
आत्मरूपं जले पश्यन् शक्रस्यापि श्रियं हरेत् ॥ १४ ॥

यदि रामा यदि चरमा ।
यदि तनयो विनयगुणोपेतः ॥
तनये तनयोत्पत्तिः ।
सुरवर नगरे किमाधिक्यम् ॥ १५ ॥

यद्दूरं यद्दुराराध्यं यच्च दूरे व्यवस्थितम् ॥
तत्सर्वं तपसा साध्यं तत्तपो दुरतिक्रमम् ॥ १६ ॥

पुस्तके प्रत्ययाधीतं नाधीतं गुरुसन्निधौ ॥
सभामध्ये न शोभंते जारधर्मा इव स्त्रियः ॥ १७ ॥

## કાવ્ય છંદ

દાને શોભે હાથ, નહિ કંકણ સોહાવે,
સ્નાને શુદ્ધ શરીર, નહિં ચંદન ચરચાવે.
સન્માને સંતોષ, ભલું ભોજન નવ કરવે,
મુડં મુડાવે નથી, મોક્ષ છે, જ્ઞાનજ ધરવે. ૧૨
રત્નાકરસમ તાત, જુઓ જેને શિર ગાજે;
જેતણી લક્ષ્મી બેન, ખોટ તેને શી આજે;
તો પણ ભટકી શંખ, ભીખ માગે પ્રતિ મંદિર,
જુઓ પૂર્વ દત વિના, વિત્ત નવ મળે કદી થિર. ૧૩
કરાવવું જઈ ક્ષૌર, કેશહારકને મંદિર;
જોવું પાણીમાંય, રૂપ નીજનું થઈ ગંભિર,
ઓરસીએથી ગ્રહી, લેપ ચંદનનો કરતાં;
ઇંદ્રતણી પણ જાય, રિદ્ધિ રીત એ આચરતાં; ૧૪
સતગુણી જેને નાર, મંદિરે છે આ લોકે,
લક્ષ્મી રહિ સ્થિર ઘેર, ખરચતાં ખુટેન છોકે;
સુત ગુણ વિનયે યુક્ત, રૂડો સુત વળી તેને છે,
પછી સુરપુરિમાં સુખ, અધિક શૂં તે નરને છે? ૧૫
છે જે વસ્તુ દૂર, રહી વસ્તુ જે પાસે,
દુરાધ્ય વળી છે જેહ, કોટિ યત્ને નવ ભાસે;
તપે સાધ્ય તે થાય, બધાય મનોર્થ પલકમાં,
માટે તપ લોપવા, ન કોઈ સમર્થ ખલકમાં. ૧૬

## ભુજંગી.

ભણ્યો પુસ્તકો વાંચી વિદ્યા સ્વધીએ, ગુરૂપાસબેસીનશિખ્યોકદીએ;
ધર્યો જાર કર્મે સ્ત્રિયે ગર્ભ જેમ, દીપે તે સભામાં નહિ પુર્ષ એમ. ૧૭

लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः ।
सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम् ॥
सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किं मंडनैः ।
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥ १८॥

दानार्थिनो मधुकरा यदि कर्णतालै ।
दूरीकृताः करिवरेण मदांधबुद्ध्या ॥
तस्यैव गंडयुगमंडनहानिरेषा ।
भृंगाः पुनर्विकचपद्मवने वसंति ॥ १९ ॥

व्यालाश्रयापि विकलापि सकंटकापि ।
वक्रापि पंकिलभवापि दुरासदापि ॥
गंधेनबंधु रसि केतकि सर्वजंतो ।
रेको गुणः खलु हरेच्च समस्तदोषान् ॥ २० ॥

कृते प्रतिकृतं कुर्याद्धिंसने प्रतिहिंसनम् ॥
तत्र दोषो न पतति दुष्टे दुष्टं समाचरेत् ॥ २१ ॥

सद्यः प्रज्ञाहरं बिंबं सद्यः प्रज्ञाकरी वचा ॥
सद्यः शक्तिहरा नारी सद्यः शक्तिकरं पयः ॥ २२॥

इति वृद्धचाणक्ये सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

## છપ્પા.

લોભ રહ્યો પછી ત્યાંય બીજા અવગુણનો શો ખપ;
સત્યરહ્યું જો સ્થિર, ભલું ફળ દેશે શૂં તપ;
છે જો ચીત પવિત્ર, પૂન્ય શૂં તિર્થ જવાથી,
કીર્તિ લોકમાં શુદ્ધ, પછી શૂં શણગાર સજ્યાથી;
છે સજ્જનતા તો શૂં ગુણે, પાપ ચાડીથી વધુ કયું,
છે સદવિદયા પછી શૂં ધને, અપયશ તો મરવે રહ્યું ૧૮
કમળવને વસનાર, મધુકર જ્યારે ફરતા,
ગજગંડસ્થળ ગંધ, ગયા ગૃહવા મદ ઝરતા;
ગજે તેહને ત્યાંય, કાનની ઝાપટ મારી,
મદાંધમતિયે દૂર, કર્યા હલકા મન ધારી;
પણ એમ કરે ગઈ નિજતણી, કુંભસ્થળ શોભા ભલી,
તે વસ્યા વાસ ફરી કમળમાં, ગુંજારવ કરતા અલી. ૧૯

## શાર્દૂલવિક્રીડિત છંદ.

સર્વાંગે અતિ વક્ર, કંટકભરી સેવી ભુજંગે તને,
જંન્મિ કાદવમાં સદા ફળ હીણી દુઃપ્રાપ્ય તું સર્વને;
એવી છે પણ એક ગંધ વરથી વ્હાલી બધા જીવને,
માટે સુગુણ એક, દોષ સઘળી જોતાં જીવોના હણે. ૨૦

## તોટક.

કરવો અવગુણ અગુણ કરે, થવું દુષ્ટ સમિપજ દુષ્ટ ખરે;
હણવો હણનાર અતિશ રીશે, ન પડે રતિ દોષજ તેહવિષે. ૨૧
મતિ તુર્ત ધલોકું ગળેથી હરે, વચકાવળી તુર્ત મતિ સુકરે;
બળનારી હરે ઝટ અંગતણું, દૂધ દે બળ તુર્ત અપારવનું. ૨૨

## અધ્યો સતરમો સમાસ.

---

## છપ્પા.

અઢળક રિદ્ધિવાન, પ્રાંત ગુર્જર રળિયાળો;
તેમધ્યે પ્રખ્યાત, સુરત જીલ્લો સુખીયાળો;
એની ઈશાને શ્રેષ્ટ, માંડવી ગામ વિરાજે;
દ્વિજપદરજે પવિત્ર, સૂર્યદેહાત્રટ તાજે
છે રઘુપતિ ગિરીશ ગણેશના, દર્શન જ્યાં રૂડાં અતી;
જે ચંદ્રવંશી રાજાતણી, રાજ ધાની પૂર્વે હતી; ૧
અંબા ધરી કર ખડ્ગ, ઉત્તરે રક્ષે જેને;
તાપી દક્ષિણ પાસ, સદા રક્ષે છે તેને;
કાળી ત્રિશૂળ ગૃહિ હાથ, પશ્ચિમે રક્ષે બાળી;
સિંહવાહી પૂર્વમાં, કરે રક્ષા લટકાળી;
વળી દેવ બીજા નિજગણ સહિત, રક્ષે જેને અહ નિશે;
તે મૂળ વતન છે મમતણું, હાલ વસું મુંબઈવિશે; ૨
વિપ્ર વર્ગમાં જન્મ, સંસ્ત્ર ઔદિચ્યની ન્યાતે;
દ્વિજપદપંકજ દાસ, દાસ કવિ જનનો જાતે;
ઈષ્ટદેવ ગિરિજેષ, કાશીવિશ્વેશ્વર કાવું;
શાખા માધ્યંદિની, ગોત્ર શાડિલિ ધરાવું;
છઉં દાસ તાત નંદ્રામનો, સર્વકાળ વણ મૂલનો;
છે પિંડનામ આ વિશ્વમાં, ભટ બાળક હે સજ્જનો; ૩

## દોહરા.

**સંવત વ્યોમ૦ ગુણ૩ રસ૬ શશિ૧, માઘ શુક્લતિથિ ભુજે૨;**
**સોમસુતે લઘુ ગ્રંથ આ, પૂર્ણ થયો મટી મુઝ.** ૪

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૨ | મુક | મૂક |
| ૫ | ૪ | શીલવાળી | શીળવાળી |
| ૫ | ૧૨ | * વલી | વળી. |
| ૭ | ૨ | ધોઇ | ધોઈ |
| ૯ | ૭ | ધાડ | ધાડ |
| ૧૩ | ૫ | કુલ | કુળ |
| ૧૯ | ૨ | ધર્મવિષે | ધર્મવિષે |
| ૨૧ | ૧૬ | મલી | મળી |
| ૬૧ | ૪ | વસ | વસ્ત્ર |
| ૬૩ | ૭ | સરી. | સારી |
| ૬૫ | ૪ | આણે | આપણે |
| ૬૭ | ૧૮ | આચાંરે | આચારે |
| ૬૯ | ૩ | ભાનુંમાં | ભાનુમાં |
| ૬૯ | ૧૨ | અહી | અહીં |
| ૭૧ | ૮ | તેહ | ભાઈ |
| ૭૭ | ૧૧ | ગુરૂવચ | ગુરૂ વચન |
| ૮૧ | ૪ | કુઢંગમાં | કુઢંગમાં |
| ૯૬ | ૧૧ | * અહતીશે | અહનીશે |

આ ચોપડીમાં નજર દોષ વધારે રેહેવાથી ઉપલું શુદ્ધીપત્ર આપવાની જરૂર પડી છે માટે વિનંતી સાથે શુચવવામાં આવે છે કે ચોપડીમાં જે શબ્દનો સંશય પડે તે એમાં જોયાથી દૂર થશે.

---

* આ ખોટ ઘણી જગાએ છે માટે સમજીને વાંચવું.

* આ ખોટ આસરે ૫૦૦સે નકલોમાંજ છે.

# કઠણ શબ્દાર્થકોશ.



અજાદિ, બ્રહ્માદિ.
અઢળક, ઘણી.
અનાદર, ધિક્કાર.
અનંગ, કામ.
અનૃત, જુઠું.
અંબુધિ, સમુદ્ર.
અરવિંદ, કમળ.
અલી, ભમરો.
ઉદેશ, ઉપદેશ.
ઉપવિત્ત, જનોઈ.
કનક, સુવર્ણ.
કામી, વિષઈ.
કુસુમ, ફૂલ.
કુળટા, વ્યભિચારિણી સ્ત્રી.
કંટક, કાંટો,
ખગ, પક્ષિ
ખણક, ખોદનાર.
ખેદ, સંતાપ.
ગજ, હસ્થીર.
ગર્ધભ, ઘધેડો.
ગરળ, ઝેર.
ગિરિ. પર્વત.
ગિરિજેશ, શિવ.
ગુદ, અપદ્વાર.
ગુપ્ત, છાનું.
ગંડસ્થળ, હસ્થીરના માથાનો આગલો ભાગ.
ગંધ, વાસ.
ઘન, મેઘ.
ચરચાવે, લેપાવે.
ચારૂ, મઝાનું સારૂં.
ચીંધો, દેખાડો.
જડો, મુર્ખ.
જંબુક, કોલો.
ડરપી, ભયપામી.
તનુજ, છોકરો.
તસ્કર, ચોર.
તક્ષક, નાગ.
તાત, બાપ.
તાંબૂળ પાન.
તૃણ, ઘાસનું સલખડું.
ત્રાણ, રક્ષણ.
ત્રિવીધ, ત્રણ પ્રકારની.
દત, આપવું.
દાય, ભાગ.
દધિ, દહીં.
દર્પણ, આરસી.
દરવી, કડછી.
દક્ષતા, ચતુરાઈ.
દ્વિપદપશુ, બેપગવાળું જનાવર.
ધુરી, ભારે, મોટું.

ધ્વની, શબ્દ, અવાજ.
નખી, નખવાળાં પ્રાણી.
નગદુહિતા, પાર્વતી.
નાપિક, હજામ.
નિસ્તેજ, કાંતિવિનાનો.
પટકૂળ વસ્ત્ર,
પદ્મકોશ, કમળનો કળીયો.
પય, દૂધ.
પર્મ, શ્રેષ્ટ.
પરિયટ. ધોબી.
પ્રમાદ, આળશ
પાવક, અગ્નિ.
પાષાણ, પત્થર.
પિશુન, ચાડીઓ.
પ્રિયવાદી, મીઠાબોલો.
પીઠ, લોટ.
પંક, કાદવ.
પંકજ, કમળ.
બક, બગલો.
ભુષણ, શોભા.
મલિન મેલું.
મળ, મેલ.
મિષ્ટાન્ન, મીઠું અન્ન, સારૂં ભોજન.
મેદિની, પૃથ્વી.
રત્નાકર, સમુદ્ર, હિરાની ખાંણ.
રતિભોગ, કામક્રિયા.
રૂણ, દેવું.
ઋતુ, સ્ત્રીને અટકાવ આવેછે તે.

વક્તા, કહેનાર.
વક્ર, વાંકું.
વનપાળ, સિંહ.
વસુધા, પૃથ્વી.
વાજિ, ઘોડો.
વામશે, નાશ પામશે.
વાયસ, કાગડો.
વિધિ, બ્રહ્મા.
વિધિયોગ, દૈવયોગ.
વિબુધ, દેવતા.
વિવર્જિત, રહિત.
વૈવસ્વ, જમ,
વ્યય, ખરચ.
વ્યાળ, સાપ.
વ્યોમ, આકાશ.
સદન, ઘર.
સમયસુચકતા, વખતને અનુસરતું બોલવું, ચાલવું.
સરવે, થવે.
સલિલ, પાણી.
સ્પષ્ટ, ખુલ્લું.
સ્વ, પોતે.
સ્વર્ધુની, ગંગા.
સ્વચ્છતા પવિત્રતા.
સ્વલ્પ, થોડું.
સુરપુરી, દેવતાની નગરી.
સુરદાસ, આંધળો.
સુરસ્ત્રી, અપછરા.
શડંઘ્રી, ભમરો.

શર, બાણ.
શશિ ચંદ્ર,
શ્રમ, મેહેનત.
શૃંગિ, શીંઘડાં વાળાં પ્રાણી.

શ્વપચ, ચાંડાળ.
શિખર, ટોચ.
શુચિ, પવિત્ર.

સમાપ્ત.



# સૂચના.

સર્વે સદગ્રહસ્થોને સૂચવવામાં આવે છે કે નીતિ સરખ અમૂલ્ય માર્ગને દર્શાવનાર તથા શિખામણ લેવાયોગ અને પ્રસંગોપાત દૃષ્ટાંત અપાય એવી બાબતથી ભરપૂર આ વૃદ્ધચાણક્ય નામની લોકોપયોગી ચોપડી નીચે જ ણાવેલે ઠેકાણેથી રોકડી કીમતે વેચાતી મળશે.

સુરતમાં લુવાર પોળમાંથી મેહેતાજી ભાઈશંકર જદુ રામ પાસેથી, માંડવીમાં સરકારી ગુજરાતી નિશાળના મેહેતાજી વજેરામ પ્રતશંકર પાસેથી, તથા કન્યા શાળાના મેતાજી મનસુખરામ આનંદરામ પાસેથી, વડોદરામ નરસીંજીની પોલમાં ભાઈશંકર જદુરામના છાપખાના માથી, મુંબઈમાં મામાદેવીપાસે સંસ્કૃત પુસ્તકની દુકાનના માલીક જેષ્ટારામ મુકુંદજી પાસેથી, તથા કાળકા દેવીના રસ્તાઊપર દામોદર [illegible] બુકસેલરની દુકાનેથી, અને એજ રસ્તાઊપર જુની માજન વાડીમાં મારી પાસેથી મળશે.

દેશાવરથી મગાવનારા ગ્રહસ્થોએ ટપાલ ખરચને આનો ૧ વધારે મોકલવો.